# સંસાર જીવન



કર્તા.

હરદત્ત ગણપતરામ શાસ્ત્રી.

સગરામપુરા—સુરત



પ્રસદ્ધિકર્તા

મટુભાઇ ભાઇદાસ.

પ્રસીદ્ધકરવાનું ઠે. કોટવાલીશેરી—સુરત.

આવૃતી બીજી 1914

કીંમત છ આના.

DEDICATED WITH PERMISSION

TO

# J. W. C. Mayne Esquire

*M. A. OXON.*

*Principal of the Rajkumar College*

**Rajkot Kathiawar.**

In recognition of his gratitude towards

my deceased father and myself for

whom he has ever entertained

heculiar kindness and

regards.

# અર્પણ પત્રિકા.



મારા સ્વર્ગવાસી પિતા તથા મારા પ્રત્યે

રાજકોટની રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલ,

**મે. જે. ડબલ્યુ સી. મેઈન સાહેબ,**

જે અનુપમ પ્રેમ તથા લાગણી

ધરાવે છે તેની યાદગીરીમાં

આ લઘુ લેખ તેઓશ્રીને

પરવાનગીથી અર્પણ

કરૂં છું.

ગ્રંથકર્તા.

# પ્રસ્તાવના.

જગતના કોલાહલમા સ્ત્રી જાતીની સ્થિતિ કેવી છે તેનુ નિરૂપણ કરવા જયા ત્યા પ્રયત્ન કરવામા આવે છે મીસ પેન ખર્સ્ટે વિલાયતમા આમની સભામા બેસવા જુબેશ કરી છે એ યોગ્ય છે કે નહિ અને હિદુસ્તાનની પુરૂપ જાતિને પરાધીન રહેનારી અબળા પડદામા રહી કુદરતે આપેલી બક્ષિસો નો અનાદર કરે છે એ યોગ્ય છે કે નહિ એ જન-સમાજના ઇતિહાસકારને ઘણુજ ગમ્મત આપનાર છે ઉપર દર્શાવેલા અતિમ પર્ંતોનો ખ્યાલ આપવા આ નાનકડુ પુસ્તક નથી એવુ તો પ્રથમજ સેવક ગ્રથેકારે દર્શાવવુ જોઇએ પરતુ તેની અલ્પ બુદ્ધી મુજબ હિંદ અને મુખ્યત્વે કરી ગુજરાત ની અલ્પ ભણેલી તથા અભણ પ્રજાને વચલા માર્ગનુ સૂચન કરવા મજબ પ્રયત્ન છે તેમ કરવામા ભાપામા ઉપર વધુ ધ્યાન ન આપતા સામાન્ય વિચારનુ સાદી ભાપામા કેવી રીતે વહન કરવુ એ બાબત ઉપર ખાસ ધ્યાન આપ્યુ છે

કદાચ એમ કહેવામા આવશે કે આવા પ્રકારના પુસ્ત-કની શી જરૂર છે દરેક ગ્રથકારને એ પ્રશ્ન થાય છે અને સેવકને પણ થયુ છે. તે તો ફકત એમજ માને છે જે આ

જમાનો અપૂર્વ છે અને તેનો મુખ્ય ઉદ્દેશ મનોબળને પ્રાધાન્ય માની મનુષ્ય સ્વભાવની સંપૂર્ણ ખીલવણી કરવી તે મુજબ કરવા શુદ્ધ અંતઃકરણથી જે કાંઇ પ્રયાસ કરવામાં આવે તે વ્યર્થ ગણાવવો જોઈએજ નહિ કાંઈ પણ પ્રયાસથી ધારેલી ઇચ્છા પાર પડો કે ન પડો, તેમ કરતાં લાભ થાય કે ન થાય અથવા તેની સંપુર્ણતા ઉપર ભરૂંસો પડો કે ન પડો, તોપણ એ પ્રયાસ પ્રયાસ તરીકે નકામો લેખવવો જોઈતો નથી વાચનારને જો આ વિચારો માન્ય થશે અને તેનો અમલ કરવામાં આવશે તો ગ્રંથકાર પોતાની મુરાદ પાર પડેલી માનશે

આ પુસ્તક જોઈ જવામાં તથા તેમાં સુધારો વધારો કરવામાં મ્હારા પરમ સ્નેહી મ૦ રા૦ રા૦ કાળાભાઇ લલ્લુભાઈ હેડ માસ્તર મોગરાવાડીવાળાએ જે શ્રમ લીધો છે તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું

આ પુસ્તકને નામદાર અગરના દરબાર શ્રી ગંભીરખાનજી તથા નામદાર બોલોડીઆના દરબાર સાહેબ શ્રી મોતિસિંહજી હરીસિંહજીએ ઘણી ઉમદા મદદ કરી છે તે માટે તે નામદારોનો પણ અંતકરણ પૂર્વક આભાર માનું છું લી

ગ્રંથકર્તા

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

સ્ત્રી કેળવણી અને સ્ત્રી વર્ગની ઉન્નતિ સામાન્ય રીતે આપણ દેશમા હાલમા અગત્યનો વિષય ગણાય છે તેથી આધુનિક જમાનાની પ્રણાલિકાને પુષ્ટિ આપવા આ લઘુ ગ્રન્થ રચાયો હતો તેની દ્વિતી ૨ આવૃત્તિ પ્રસિદ્ધ કરતાં હમોને અત્યાનદ થાય છે આ અલ્પ પ્રયાસની ભુજ પુરૂષ વર્ગ એકલાએ કરી નથી પરતુ સ્ત્રી વર્ગ તરફથી પણ તેનો ઉપયોગ કરવામા આવ્યો હતો એ જાણી ગ્રન્થકર્તા તથા પ્રસિદ્ધ કર્તા પોતાની મુરાદ પાર પડેલી માને છે અને તેને ઉત્તેજન આપવા માટે ગુર્જર વાંચક વૃદનો અંત કરણ પૂર્વક ઉપકાર માને છે હમે વધુ એવી આશા રાખીએ છીએ. કે જન વર્ગે જેમ ગત આવૃત્તિને ઉત્તેજન આપી હમને ઉપકારી કર્યા છે તેને આ નૂતન આવૃત્તિને પણ વધાવી લઈ આભારી કરવા ચૂકશે નહિ

સુરત. } ગ્રંથકર્તા તથા પ્રસિદ્ધ કર્તા.
તા. ૧૫ આગસ્ટ. ૧૯૧૪ }

# સ્ત્રી વર્ગ તરફ માન-વૃત્તિ અને ઉમદા લાગણી



## સ્ત્રી વર્ગનો અભ્યુદય,



### પ્રકરણ ૧ લું.



#### બહેચર પટેલનું ઘર.

ગ્રીષ્મ રૂતુના દિવસો હતા એક સાયંકાળના વખતે સૂર્યનારાયણ ભગવાન જાણે આખા દિવસની મુસાફરીથી ચઢેલા થાકને ઉતારવાને માટે સમુદ્રમાં સ્નાન કરવા ઉતરતા હોય એમ દેખાવા લાગ્યા ગોવાળીઆઓ ઢોરોને ચરાવી પાછા ફરવા લાગ્યા ચરીને પાછા ફરેલા ઢોરોમાના કેટલાકના ગળા-

માનાં ઘટનો અવાજ જાણે ચદ્રદેવની જીત સુચવતો હોય એમ સભળાવવા લાગ્યો મોટા મોટા ઝાડોનાં પાદડા પ્રચડ તાપની સામે ટક્કર ઝીલતા છેવટે હારી જવાથી કરમાઇને નીચે પડતાં હતા. ઉષ્ણતાનુ નિવારણ કરવા લોકો વારવાર સ્નાન કરતાં, તથા પરસેવાને લીધે વહેલા બગડી જતા કપડાં ધોતાં, તેથી નદી કુવાઓના પાણી પણ જાણે ગદાં થઈ ગયા હોય અને કંટાળા ભરેલી ખરાબ વાસ તેમાથી નીકળતી હોય એમ લાગતું હતુ. આવા સમયે જેનુ માત્ર સ્મરણ કરવાથી પાપ નાશ પામે એવી પાપમોચિની શ્રી તાપીનદીના તટપર આવેલા એક નાના ગામડાના પટેલના બારણા આગળ પાચ છ ખાટલા પડેલા હતા અને તેપર આખા દિવસના તાપથી થાકેલા ગામના આગેવાન સદ્ગૃહસ્થો જાણે નવા આવેલા ચદ્રરાયને માન આપવાને માટે ભેગા થતા હોય એમ એક પછી એક આવીને ગોઠવાવા માડયા, અને એક બીજાનો રાગદ્વેષ થોડા વખતને માટે ભુલી જઈ વાતના ગપાટા સપાટા મારવા લાગ્યા. એટલામા ત્યાં એક મુસાફર આવી ચઢ્યો રાત પડી ગયેલી હોવાથી તે રાત તેજ ગામમાં વ્યતીત કરવાનો પોતાનો વિચાર જણાવ્યો અને પટેલની રજા

માગી તેમના ઓટલા ઉપરજ તેણે મુકામ કર્યો તે ગામમાં વસ્તીનો મોટો ભાગ કણબીઓનો હતો અને બહેચર પટેલ પણ તેજ જ્ઞાતિના હતા, એટલુજ નહિ પણ વળી પટેલ પણ હતા તેથી એમને નાની મોટી તકરારો સાંભળી ચુકાદો આપવો પડતો આ વખતે એક એવી તકરાર આવી પડી હતી કે ફરીયાદી તરીકે એક સ્ત્રીનો ધણી હતો પટેલે તે સ્ત્રીના બાપને હકીકત પૂછતા તેણે જણાવ્યું કે મારી છોકરીનો ધણી ઘણો તુડ મીજાજી અને કાનનો કાચો છે, તેથી તેની માની ખરાબ શીખામણો પ્રમાણે વર્તીને મારી છોકરીને ઘણી વખત માર મારે છે અને નાહક દુખ દે છે; માટે હુ દાદ માંગુ છુ કે મારા જમાઈપાસે કબુલત લો કે હવેથી મારી છોકરી સાથે એવી ખરાબ વર્તણુક ચલાવે નહિ અથવા તેને છુટાછેડા કરાવી આપો આટલુ કહી તે ચુપ રહી ગયો બાઇ લાયક ઉમ્મરની હોવાથી તેને પૂછવામાં આવ્યુ અને તેને પણ એજ કારણો બતાવી એવીજ દાદ માંગી. તેના ધણીને પૂછતા તેણે જણાવ્યુ કે તે સ્ત્રી ઘર બરાબર ચલાવી શકતી નથી અને ગમે તે ચીજ ગમે ત્યાં રખડાવી મૂકી ફાવે ત્યાં વાપરી ઘણું નુકશાન કરે છે; તેથી તેનો

સ્વભાવ મારી સાથે બીલકુલ મળતો આવતો નથી પૈસાદાર-
ની દીકરી હોવાથી તે ઘણી ખર્ચાળ છે એની આ ટેવ
મારા જેવી ગરીબ સ્થિતિના માણસના ઘરમા બીલકુલ નુક-
શાન કર્તા છે તેથી હુ એને છુટાછેડા કરી આપવા રાજી છુ

બન્ને પક્ષનુ સાભળી લઈ પટેલે ચુકાદો આપ્યો કે આ-
જથી બન્નેના છુટાછેડા કરવામા આવે છે એટલે કે બન્નેનો
પતીપત્ની તરીકેનો દરેક સબધ તોડી નાખવામા આવે છે

આ ફરીયાદ, તેનો બચાવ, અને પટેલનો ચુકાદો
સાભળી પેલો મુસાફર ઘણો આશ્ચર્ય પામી પટલને પૂછવા
લાગ્યો કે મહેરબાન આવા બનાવો આપની સમક્ષ કેટલાક
આવે છે, અને બનાવો બનવાનુ કારણ શુ હોય છે તે આપ
કૃપા કરી જણાવશો ‘ બહેચર પટેલે કારણો દર્શાવતા કહ્યુ
કે આ ગામમા જો કે હમારી જ્ઞાતિની વસ્તી છેલ્લા વસ્તી-
પત્રક પ્રમાણે ફક્ત એક હજાર માણસોની છે, તોપણ આવા
બનાવો વરસમા લગભગ ચાર પાચ બને છે, અને તેમા
મુખ્ય કારણ સ્ત્રીઓની મૂર્ખતા અને હઠીલાઇ શિવાય બીજુ
કાઈ હોતુ નથી વળી આજની માફક કેટલીક વખત એવુ
પણ બને છે કે સ્ત્રી પુરૂષનો સ્વભાવ એક બીજાને મળતો
આવતો નહિ હોવાથી પણ તકરાર થાય છે, અને તે તકરાર

આખરે આવુ રૂપ પકડે છે

આ ઉપરથી તે મુસાફરે દીલગીરી સાથે કહ્યુ કે પટેલ સાહેબ જો કે આપને ન્યાયાધિશ તરીકે ફક્ત સ્ત્રીઓનોજ વાક લાગે છે, પણ માફ કરશો મને તો કાંઈક ઉલટુ જ લાગે છે, એટલે તે બધો અથવા મોટે ભાગે વાક પુરૂષોનોજ લાગે છે આ સાભળી ત્યા બેઠેલા બધા અજાયબ પામ્યા અને એક બુઢ્ઢો આદમી બોલી ઉઠયો કે ભાઇઓ, આ ગૃહસ્થ તો એક વિચિત્ર વાત કહે છે પણ એમની વાતમા કેટલુ સત્ય છે તે આપણે જોવુ જોઇએ આજે તો રાત ઘણી ગઈ છે; માટે કાલે આપણે બધાએ આજનેજ સમયે અહી ભેગા થવુ, અને એમને મુખેથી સાભળવુ જોઇએ કે એઓ શું કહેવા માગે છે બધો વાક પુરૂષોનો શી રીતે કહેવાય ? આ વૃદ્ધની વાત સાભળી એક બે જુવાનીઆઓએ અધીરા થઈ તેજ દિવસ બધી વાતનો નિર્ણય કરવા આગ્રહ કર્યો, પણ આખરે તે વૃદ્ધની વાત કબુલ થઈ, અને તે મુસાફરને આગ્રહ કરવામા આવ્યો કે તેમણે બીજે દિવસે તે ગામમાજ રહેવુ. મુસાફરે તે કબુલ કર્યું, તેથી બીજા દિવસને માટે તેનો ખાવાપીવા વગેરેનો બ દોબસ્ત કરી સૌ પોતપોતાને ઘેર ગયા.

# પ્રકરણ ૨ જું.



## મુસાફરની સલાહ, સ્ત્રી જાતિના સદ્ગુણ.

બીજે દિવસે સાંજે આખા દિવસના પ્રચંડ તાપથી કંટાળેલા લોકો ચંદ્રના શીતળ કીરણોને તેના આવવાના માર્ગની પ્રતિક્ષા કરતા અને પોતાને ખભે નાખેલા ખેસના છેડાથી પોતાના શરીરને પવન નાખતા નાખતા કેટલાક ઉત્સાહી જનો રસ્તામા વાતોના ગપાટા સપાટા ઉડાવતા બહેચર પટેલના ઘર તરફ જતા હતા રાતના લગભગ આઠેકના સમયે બધા લોકો ભેગા થઈ રહ્યા પછી પટેલે પેલા મુસાફરને કહ્યુ કે સાહેબ, હવે આપ આપની વાત ઉપાડો. અને આ સઘળા ગૃહસ્થો ભેગા થયેલા છે તેમને જણાવો કે ઘરકંકાસના મૂળ કારણ રૂપ પુરૂષો કેવી રીતે હોય છે. તે ભલા મુસાફરે આ સાંભળી પહેલા તો બધા તરફ બે હાથ જોડી પોતાનો વિવેક વાપરી નમ્ર પ્રાર્થના કરી કે બન્ધુઓ હું કાંઈ આપ સર્વેને શીખામણ આપવા માટે અહીં આવ્યો નથી, તેમજ મારામાં એટલી બધિ શક્તિ પણ નથી, તેમ આપને કોઇને અથવા

પુરૂષ વર્ગને અપમાન આપવાનો અને ઉતારી પાડવાનો મારો આ પ્રયત્ન નથી, પણ આપ સર્વેની ઇચ્છા છે તો તેને આધીન થઇ મારા પોતાના અનુભવની, વિચાર શક્તિની અને ન્યાયને ખરી લાગે એવી કેટલીક વાતો કરીશ આ વિષય ઉપર મારે કહેવાનુ ઘણુ છે તે જો આપ ધૈર્ય રાખીને સાંભળશો અને તે પ્રમાણે કરવાને માટે ફક્ત પ્રયત્ન કરશો તો મારી ખાત્રી છે કે આપ હાલ ભોગવો છો તેના કરતાં વધારે સસારસુખ ભોગવશો પહેલા તો હુ સ્ત્રીઓના સ્વભાવ વિષે આપને બે બોલ કહીશ સ્ત્રીઓનો સ્વભાવ એટલો બધો માયાળુ હોય છે કે તેના આગળ મરદોનો માયાળુ સ્વભાવ કાંઈ પણ ગણત્રીમા નથી તેનો આપણે એક દાખલો લઇશુ કોઇ પણ છોકરો ગમે તેવો ખરાબ હોય, કોઇનુ કહ્યુ ન માનતો હોય, નઠારી સોબતમા પડી વઠી ગયો હોય—બદમાશ થઈ ગયો હોય અરે એટલે સુધી કે તે પોતાનીજ માને મારવા પણ ઉઠતો હોય તોપણ જો કોઈ વખત તે છોકરાને કાંઇ પણ થાય છે અથવા તે કાંઈ સકટમાં આવી પડે છે તો માનુ મન તેને માટે દુખાય છે અને તેને પોતાનાથી બનતી મદદ કરી મુશીબતમાથી બચાવવાનો

પ્રયત્ન કરે છે, તેટલા વખતને માટે છોકરાના સઘળા અવ-
ગુણો વિસરી જાય છે જો કે તે પોતે જાણે છે કે પોતાનો
છોકરો દુર્ગુણી છે, છતા પણ જો કોઈ તે છોકરાને દુર્ગુણી
કહે તો તરત તેની સાથે લઢવા ઉભી થાય છે, મતલબ કે
તેટલુ પણ તેનાથી સહન થઈ શકતુ નથી જયા કથા
વચાય છે, ત્યા જઈ તમે જુઓ જયારે જયારે કથામા
દયાજનક વર્ણન આવે છે ત્યારે પુરૂષ અને સ્ત્રી બનેના હૃદય
ગળગળા થઇ જાય છે એ વાત ખરી, પણ જો તમે ખાસ
ધ્યાન આપીને જોશો તો તરત માલુમ પડશે કે પુરૂપ કરતા
સ્ત્રીને દયાની લાગણી વધારે થાય છે, વળી જો પુરાણીની
વર્ણનશક્તિ સારી હશે તો કેટલીક સ્ત્રીઓ આખમાથી આસુ
સારશે કહેવાની મતલબ માત્ર એટલીજ કે પુરૂષ વર્ગ કરતા
સ્ત્રી વર્ગનો સ્વભાવ વધારે દયાળુ અને માયાળુ હોય છે
આથી હુ એમ કહેવા નથી માગતો કે સ્ત્રીઓનો એ સ્વભાવ
સારો છે માતાના એવા સ્વભાવથી છોકરાઓને તો ઉલટુ
ઉ-તેજન મળે છે પરતુ તેથી કાઇ સ્ત્રી વર્ગનો માયાળુ સ્વ-
ભાવ દોપને પાત્ર ગણાય નહિ જો સ્ત્રીઓના આવા ઉમદા
સ્વભાવને બરોબર કેળવવામા આવે તો એજ સ્વભાવ

આવા છોકરાઓને ઉત્તેજનને બદલે લાભદાયક થઈ પડે આ વાત તો આપના અનુભવમા રોજ આવતી હશેજ વળી એક બીજી આપના રોજના અનુભવની વાત કરીશ એક સ્ત્રીનું કોઈ સગુ પછી તે બાપ, ભાઇ, ધણી અથવા છોકરો ગમે તે હોય, તે જો માદુ પડે છે તો તે સ્ત્રી તેની કેટલી બધી કાળજીથી પોતાની આવડત પ્રમાણે માવજત કરે છે, કેટલા લાબા વખત સુધી તેની પથારી પાસે બેસી રહી પોતે જાતે ભુખ, ઉજાગરો, મહેનત અને દુ ખ, વહોરી લે છે એટલી કાળજી કોઈ પુરૂપ પોતાની મા, બહેન, સ્ત્રી કે છોકરીને માટે ધરાવશે ? કદીજ નહિ અરે ! હુ આપને ખાત્રીથી કહું છુ કે તે આથી અડધુ પણ દુ ખ વહોરી લેશે નહિ માફ કરજો બન્ધુઓ. હુ કાઇ ગમે તે એક વ્યક્તિને માટે બોલતો નથી પણ સાધારણ પુરૂપ અને સ્ત્રીઓના સ્વભાવ વિષે બોલુ છુ હવે આપણે સ્ત્રીઓની કોમળતાપર વિચાર કરીએ. શું માદા માણસપર કોઈપણ પુરૂપ, સ્ત્રીના જેટલી કોમળતાથી પોતાના હાથ ફેરવી શકશે ? સ્ત્રીઓનુ હૃદય કેટલુ બધુ કોમળ હોય છે ? કોઇપણ સ્નેહી અગર સબધી હોય ને જો દુ ખી હોય છે તો તેનુ હૃદય કેવુ પીગળી જાય છે આ પ્રમાણે

આપણે સ્ત્રીઓનુ માયાળુપણુ અને કોમળતા જોઈ હવે તેનુ ધૈર્ય જોઇએ સ્ત્રીઓમા ધૈર્યતા કેટલી દરજ્જે હોય છે તમે ગરીબ હો અને ચાર પાચ માણસનુ પોષણ કરવાનુ હોય છે તોપણ તમારી સ્ત્રી તે કરવામા તેમને કેટલી બધી ધીરજથી મદદ કરે છે પોતે જાતે ધીરજ રાખીને પોતાનાથી બને તેટલી મદદ કરવામા ચુકતી નથી પેટે પાટા બાધી રાત દિવસ વૈતરૂ કરી કુટુબનુ ભરણ પોષણ કરવામા સ્વામીને મદદરૂપ થઈ પડે છે વળી તમારી સ્ત્રીમા તમારૂ દુખ ઓછુ કરવાનો એક મોટો ગુણ સમાયલો છે કોઈ વખત કોઇ પણ કારણસર તમે દીલગીર ચહેરે ઘરમા બેઠા હશો તો તમારી સ્ત્રી જરૂર તમારી પાસે આવી અનેક બહાને તમારી દીલગીરી દૂર કરશે તમારૂ દુખ વિસરાવશે, અને ધીરજ આપી તમને ઉત્તેજીત કરશે તમારા દુખને લીધે તેને પણ દુખ લાગશે તો તે ઘરના એકાત ખૂણામા જઈ તમે નહિ જાણો એવી રીતે રડશે અને પોતાના હૃદયનો ભાર ઓછો કરશે. પણ તે તમારા આગળ તો કદી પણ એમ કરશે નહિ, કારણકે તે જાણે છે કે એમ કરવાથી તમારા દુખમા ઉલટો વધારો થશે અને એમ કરવા એ ઇચ્છ-

તીજ નથી તમારા આગળ તો મોઢા ઉપર પણ તમાચો લગાવી ગાલ લાલ રાખશેજ એમા કોઈ પણ જાતનો સશય નથી.

વળી ઘર ચલાવવામા સ્ત્રી જાતિ ઘણી ઉપયોગી છે. મારૂ માનવુ તો એવુ છે કે સ્ત્રી વગરનુ ઘરજ નકામુ છે. જે ઘરમા સ્ત્રી હોય છે તે ઘરમા દરેક કામ કેવુ નિયમિત રીતે ચાલે છે, અને તે ઘરના પુરૂષોને કેટલો બધો આરામ મળે છે તે જો તમારે પ્રત્યક્ષ જોવુ હોય તો જે ઘરમાં સ્ત્રી ન હોય તે ઘરમા જાઓ અને જુઓ બારણામા પેસ-તાજ તમને તે ઘરમા સ્ત્રીની ખોટ માલૂમ પડશે અને ઘરમાં મરદને પુછી જોશો તો જણાશે કે તે કેટલો બધો દુખી છે

સ્ત્રીઓમા એક બીજો મોટો ઉત્તમ ગુણ પવિત્રતાનો છે હમણા પણ આપણે તેમનામા અપવિત્રતાના જે જુજ-જાજ દાખલા જોઈએ છીએ તે પણ પુરૂષોને લીધેજ છે. કેટલાક વિષયી લોકો ભોળી બિચારી સ્ત્રીઓને અનેક બહાને આડે રસ્તે દોરવે છે અને ફસાવે છે એકદરે જોતાં સ્ત્રી સ્વભાવ ઘણોજ પવિત્ર છે એટલે કે કોઈ પણ સ્ત્રી ભાગ્યેજ રાજીખુશીથી, જાણીજોઇને, ભોળવાયા વગર અવળે માર્ગે ચઢે છે. પોતાનુ શિયળ સાચવવાનો ગુણ તેમનામા એટલો

બધો છે કે કેટલીક સ્ત્રીઓ તો તે માટે પોતાના પ્રાણનુ પણ બળિદાન આપે છે જે જે અનિતીના દાખલા આપણે કાને પડે છે તેમા ઘણી વખત નઠારી બાબતનુ ફળ હોય છે. બાકી સ્ત્રી વર્ગનુ કુદરતી વલણ તો હમેશા પોતાના શિયળનું રક્ષણ કરવા તરફ હોય છે

આ શિવાય પણ બીજી નાની નાની બાબતો ઘણી છે કે જેના પર કહેવા માગુ તો ઘણુ કહી શકુ પણ આજે તો અટલુજ બોલી બધ કરીશ કે સ્ત્રીઓના આવા સારા સ્વભાવને કેળવવા માગો અને કેળવો તો તે એવી સારી થાય કે તમારે ફરિયાદ કરવાનુ કારણ બીલકુલ રહેજ નહી એટલુજ નહિ પણ તે એવી સારી નીવડે છે કે તમારો સસાર દીપાવી આપે છે મહાન્ જગત્કર્તાએ સ્ત્રીઓનુ મગજ એવુ બનાવ્યુ છે કે તેને જેમ વાળીએ તેમ ઘણુજ જલદીથી વાળી શકાય છે એટલે કે તેના ઉપર સારી યા નરસી છાપ તરત પડી જાય છે, માટે તમે તેનાપર જો સારી છાપ પાડો તો તમે હાલ બુમ પાડો છો કે સ્ત્રીઓ ઘણી ખરાબ હોઇ દુખ કર્ત્તા છે તે મટી ઉલટી સુખ કર્ત્તા થઇ પડે પણ તમે તેમ કરતા નથી એ વાક તમારોજ છે તે તમને સુખ

કર્ત્તા કેવી રીતે થઈ પડે એ વિષે મારે ઘણું કહેવાનુ છે; પણ હવે વખત ઘણો થઈ ગયો છે માટે આપની ક્ષમા માગી આજે તો એટલેથીજ વિરમીશુ



## પ્રકરણ ૩ જું.



### સ્ત્રી જાતીનું ઉપયોગીપણું.

ગઈ કાલે મે જે કાંઈ કહ્યુ તે પરથી તમને બધાને એમ લાગશે કે હુ ફક્ત સ્ત્રીઓની તરફ છુ અને મરદોને નિંદુ છુ, તેથી વખતે તમે મારાપર ગુસ્સે પણ થશો પણ તમારે એમ કરવાનુ કાંઈ કારણ નથી ગઇ કાલની, આજની તથા હવે પછીની પણ મારી વાતોથી હું ફક્ત એટલું સમજાવવા માગુ છુ કે સંસારી દુખોનો બધો ઠપકો આપણે સ્ત્રીઓપર મુકીએ છીએ પરંતુ જે જે દુખ ઉત્પન્ન થાય છે તેનું મુળ કારણ આપણે પુરૂષોજ છીએ, કારણકે તેમનામા કેટલા ગુણો સમાયલા છે, તે આપણે જાણતા નથી અને તેથી તે

ગુણોને ખીલવવાને આપણે બીલકુલ પ્રયત્ન કરતા નથી, હું તો ફક્ત સ્ત્રી જાતીમા કેટલા ગુણો સમાયલા છે તે બતાવવા માગુ છુ પુરૂષો હમેશા એમ ધારે છે કે સ્ત્રીઓમા તેમના કરતા ઓછું બળ છે, અને તેથી કરીને તેઓ પુરૂષોના જેટલું કામ કરી શકતી નથી પુરૂષોનુ આ ધારવુ તદ્દન ખોટુ છે તે હુ તમને સાબીત કરી આપીશ ભલે સ્ત્રીઓમા શારીરિક બળ ઓછુ હશે, પણ સસાર ચલાવવા માટે ફક્ત શારીરિક બળનોજ ઉપયોગ નથી પણ સાથે આત્મબળની પણ ઘણી જરૂર પડે છે આ આત્મબળ સ્ત્રીઓમા એટલુ બધુ છે કે પુરૂષોમા તેનો દશમો ભાગ પણ માલમ પડતો નથી પહેલાં હું આપને સ્ત્રીઓના શારીરિક બળ વિષે બે બોલ કહીશ, અને બતાવી આપીશ કે તે બળ મરદો જેટલુ ધારે છે તેટલુ બધુ ઓછુ નથી, અને પછી તેમના અનહદ આત્મબળ વિષે કહીશ આપણે એક સાધારણ સ્થિતિના કુટુબની સ્ત્રીનો દાખલો લઇએ તે બિચારી સહવારે ઉઠશે કે તરત દાતણ કરી બીજાઓ ઉઠયા હોય તેમની પથારીઓ ઉપાડી ઉચી મુકવાની હોય છે પછી આખુ ઘર સાફ કરી તરત ચુલો સળગાવી નહાવાને માટે પાણી ઉનુ મુકી પીવા માટે પાણી

ભરવા લાગે છે ત્યાર પછી ઘરના નાના બાળકોને નવરાવી મોટાઓને નહાવાને માટે પાણી વગેરેનો બંદોબસ્ત કરે છે. એટલે રાધવાનો વખત થઈ જાય છે પોતે નહાઈ તરત રસોડામા પેસે છે ત્યા રાંધી બધાને જમાડી પોતે જમે છે કે તરતજ એને માટે વાસણોનો મોટો ઢગલો વાટ જોતો તૈયારજ થઈ રહેલો હોય છે. ચુલા આગળની એઠી જગ્યા સાફ કરી વાસણો માજી રહે એટલે સહેજમા બે વાગે છે કે ઘરમા અનાજ સાફ કરવાનુ હોય છે અથવા કોઈનુ કાંઈ કપડુ ફાટયુ તુટયુ હોય તો તે સાધવાનુ વગેરે ઘણા પરચુરણ કામો હોય છે કે જે કામોને તે ઘણી ઉતાવળથી કરે છે તોપણ પાચ વાગ્યા વગર પુરા થતા નથી વળી આ ઉપરાંત તેને સગાવહાલા કે નાતજાતમા કોઈપણ માદુ હોય તેને જોવા જવુ પડે છે, કે કોઈ ગુજરી ગયુ હોય તો તેને ઘેર દિલાસો આપવા જવાનુ હોય છે વળી લગ્ન વગેરે અનેક નાનીમોટી ક્રિયામા તેને પ્રસગોપાત હાજર થવાનું હોય છે, અને તેને માટે બાળકોને લુગડાં લત્તા તથા ઘરેણાથી શણગારવા પડે છે પુરૂષ વર્ગ પોતાના ધધારોજગારમા હમેશાં રોકાય છે અને સ્ત્રી વર્ગને આ સસારના નાના મોટા અનેક

વિવેકો સાચવવાના હોય છે, તેમા પણ તેનો વખત રોકાય છે પછી સાજ પડતા તરતજ પાછી બિચારી ચુલા સામી નજર કરે છે અને રાત્રે આઠ વાગતા સુધી બધાને વાળુ કરાવી પોતે વાળુ કરી વાસણો વગેરે સાફ કરી પરવારે છે, એટલે પથારીઓ કરવાને હાજરજ છે આ તો મે આપને સહજ ઉપર ઉપરનુ કામ ગણાવ્યુ, પણ તે ઉપરાત બીજા પરચુરણ અને નહાના નહાના કામો એટલા બધા હોય છે કે તે તો દિવસના બાર અને રાતના ત્રણ મળી પદર કલાક સુધી બીલકુલ નવરી પડતી નથી સ્ત્રી જાતિના આવા સતત્ ઉદ્યોગ તરફ નજર કરતા તમને માલુમ પડશે કે તમારૂ શારીરિકબળ તેની આગળ કાંઈ હિસાબમા નથી, અને તમારૂ અભિમાન નકામુ છે સ્ત્રીઓને આવી રીતે દરરોજ પદર પદર કલાકનુ કામ હોય છે તોપણ હર હમેશ રાજીખુશીથી કોઇ પણ જાતની ફરીયાદ કર્યા વગર અગર કટાળો લાવ્યા વગર અથવા બીજાને બોજો આપ્યા વગર તે પોતે કર્યાજ કરે છે પણ પુરૂષને જો કોઈ દિવસ સાત આઠ કલાક ખેતરમાં કામ કરવું પડે છે, તો તે સાજે ઘેર આવી આખી રાત અને બીજો દિવસ કટાળાની અને થાકની બુમો પાડયા

કરે છે, અને ઘરમા પોતાની સ્ત્રી કે જેને મૂળ તો વધારે કામ હોય છે તેની પાસે પોતે જાણે લુલો લગડો હોય તેમ થાકને બહાને દરેક ચીજ પોતાના હાથમા માગશે આવી સ્થિતિ તમે રોજ અનુભવો છો એ મારી ખાત્રી છે અને તેને માટે આમ નિચુ શુ કામ જુઓ છો? તમે એવુ કરો છો અને મારે કહેવુ પડે છે વળી અત્યારે તમારો અતરાત્મા પણ હુ જે કહુ છુ, તે સત્યજ છે એમ કબુલ કરે છે, એવુ મને સ્પષ્ટ માલમ પડે છે જ્યારે આવી હકીકત છે તો પછી વિચાર કરો કે સ્ત્રી અને પુરૂષ બેમાથી શારીરિક બળ કોનામા વધારે છે વળી કોઇ કહેશે કે મરદો મોટા મોટા બોજા ઉચકી શકે છે, વીર પુરૂષો લડાઇઓ લડી શકે છે માટે મરદોમાજ વધારે બળ છે, હુ પણ એ કબુલ કરૂ છુ, પણ સ્ત્રીમા તમે ધારો છો એટલુ ઓછુ બળ છે? હુ કહીશ કે લગભગ તમારા જેટલુજ બળ છે, કારણકે તમારૂ બળ જ્યારે એકદમ વપરાઈ થોડા વખતમા ખતમ થઈ જાય છે ત્યારે સ્ત્રીનુ બળ જો કે એકદમ વપરાવવાને માટે ઓછું છે ખરૂ પણ તે ધીમે ધીમે વપરાઇને લાબો વખત સુધી ચાલે છે; [illegible] કે એકનુ બળ એક દીશામા અને બીજાનું

બળ બીજી દીશામાં કામ કરે છે, પણ તે લગભગ સરખુ જ છે, એમ ઉપલી સાબીતીપરથી આપની ખાત્રી થઈ હશે. હવે કાલે આપણે સ્ત્રીઓના આત્મબળ વિષે વાત કરીશુ.

## પ્રકરણ ૪ થું.



### સ્ત્રીઓનું આત્મબળ.

કાલે આપણે સ્ત્રીઓના શારીરિક બળ વિષે વાત કરી હતી અને છેવટે તેઓના આત્મબળ વિષે આજ વાત કરવાનુ કર્યુ હતુ આજના વિષય ઉપર હુ વધારે વિવેચન કરીશ નહિ પણ એક બે દાખલા આપીને સમજાવીશ હું જેમ આપના ગામમા મુસાફરી માટે આવ્યો છુ તેમજ આજ લગભગ પાચેક વર્ષપર એક ગામમા ગયો હતો ત્યા મારે બે માણસો જે સગા ભાઇઓ હતા તેમની સાથે વાતચીત થતાં મને માલુમ પડયુ કે તેમની મા તેમને નહાનપણમાજ તેમના બાપની સંભાળમા સોંપી આ ફાની દુનિઆનો ત્યાગ કરી ગઈ હતી તેમનો બાપ જો કે સાધારણ રીતે સારી સ્થિતિમાં હતો તોપણ તેમના તરફ તે વધારે ધ્યાન આપી શકતો નહિ;

અને બન્ને છોકરાઓ નિશાળે જવાને લાયક થયા હતા તો પણ ત્યા નહિ જતાં આમ તેમ રખડતા અને ગમે તેવી સોબતમા પડી નાનપણામા અપશબ્દો બોલતાં. તેઓ ગદા પણ બહુજ રહેતા અને તેમની તન્દુરસ્તીની દરકાર કરનાર કોઈ નહિ હોવાથી વારવાર બિમાર પણ પડતા આખરે તેના બાપે થાકીને તેમને નિશાળે મુકયાં; પણ તેઓ બરાબર ભણ્યા નહિ, અને જેમ જેમ મોટા થતા ગયા તેમ તેમ તેમનામા દુર્ગુણો ઉલટા વધતા ગયા આખરે તેમનાં બાપે થાકી તેમને છોડી દીધા, એટલે તેઓ તો જાણે ઘણાજ સુખી થયા હોય તેમ પાસેના શહેરમા આવી ગુજરાનનું સાધન શોધવા લાગ્યા, પણ તે મળે કયાથી પોતાનામાં કાંઈ પણ ગુણ હોય તો સાધન મળતા વિલબ ન લાગે. છેવટે તેઓ એક ગૃહસ્થના ઘરમા ચોરી કરી નાશી ગયા, પણ પકડાયા અને ત્રણ ત્રણ વર્ષની કેદની સજા થઈ હુ જ્યારે એ લોકોને મળ્યો ત્યારે તેઓ એકાદ વર્ષથી છુટયા હતા અને દુ ખમા પોતાના દિવસો વ્યતિત કરતા હતાં આવો અતિ ભયકર અનિષ્ટ બનાવ શાથી બન્યો ? વિચાર કરવાથી જણાશે કે તે બિચારા ગૃહસ્થનાં ઘરમા ગૃહકિલ્લો સભાળ-

નારી, પોતાના સતાનમા ષડરિપુઓ પ્રવેશ કરવા નહિ પામે એવી સાવચેતી રાખનારી અને ગૃહસ્થાશ્રમ ધર્મધુર ધરી મેધાવિની ગૃહિણી ન હતી તેથી તેના ઘરમા સળો પેઠો હતો. અને છેવટે તેનુ ઘર વઠી ગયુ હતુ આ ઉપરથી આપને ખાત્રી તો થશે, કે આપણા સસારમા અને આપણુ ગૃહરાજ્ય ચલાવવામા મેધાવિની દક્ષપત્ની કે ગૃહિણીની કેટલી બધી આવશ્યકતા છે !!!

હવે આપને બીજો દાખલો કહીશ આ કાઈ મારા જોડી કાઢેલા દાખલા નથી પણ ખરા બનેલા બનાવો છે. એટલે હુ જે કહુ છુ તે ખરૂ છે અને તેમજ બને છે માટે એમ માનવાને આપને કાઇ પણ હરકત નથી આજે લગભગ એકાદ વર્ષ ઉપર મને એક માણસ મળેલો, તેની સાથે આજ વિષય ઉપર વાત કરતા તેણે મને પોતાનો દાખલો આપ્યો "હુ જ્યારે પાંચ વર્ષની ઉમરનો હતો ત્યારે મારો બાપ મને તથા મારી માને ગરીબ સ્થિતિમા મુકી મરી ગયો હતો પછી મારી મા મને બહાર રમવા જવા દેતી, પણ હમેશાં તપાસ રાખતી કે કોઈપણ જાતના અવગુણ શીખુ નહિ, અને મને ગદા રહેવાની ટેવ પડે નહિ સાત વર્ષની

ઉમ્મરે મને નિશાળે મુકવામાં આવ્યો હતો; અને ત્યાં પણ બિચારી તપાસ રાખતી કે, હુ બરાબર ભણુ છુ કે નહિ. નિશાળમા ગરીબ તરીકે માફીમાં દાખલ થયો હતો અને કાળજી રાખી અભ્યાસ કરતો હોવાથી કલાસમાં ઉપલો નબર રાખતો હતો, અને તેથી ચોપડી વગેરે પણ સરકાર તરફથી મફત મળતા હતા વળી તે ઉરાત કાંઈ ખર્ચ જોઇતો, તો વળી મારી મા સખી ગૃહસ્થોની દયાને પાત્ર થઇ મેળવતી હતી, એવી રીતે ગુજરાતી ભણવાનુ પુરૂ કર્યા પછી મને એક વેપારીને ત્યાં મફત ગુમાસ્તીએ મુકવામા આવ્યો, હું કામકાજ કરતો અને એ બહાને વેપારનુ કામકાજ શીખતો. આ દરમ્યાન પણ મારી મા બિચારી મજુરી કરીને બન્ને જણનુ પોષણ કરતી હતી" પોતાના છોકરા માટે તે ગરીબ બિચારી માને આટલુ બધુ દુ ખ પડતુ છતા પણ છોકરાનું નશીબ સુધારવાને માટે તે દુ ખ ઘણાજ સતોષથી અને ધીરજથી સહન કરતી હતી (આવી રીતે બાપના રાજમા પોષણ ન થાય, પણ માતાના રેટીઆમા બાળકોનુ પોષણ થાય છે) તે રોજ ઇશ્વિરની પ્રાર્થના કરતી હતી કે મજુરી કરવાની પોતાની શક્તિ કાયમ રાખે; અને પોતાના છોકરાને સારે ઠેકાણે

પાડવા તે સમર્થ થાય છોકરાને આવી રીતે સારે ઠેકાણે પાડવાના પ્રયત્નની સાથે હમેશા કાળજી રાખતી કે તે છોકરો ખરાબ સોબતમા પડે નહિ, અને કોઈ પણ જાતના દુર્ગુણ શીખે નહિ આ બધાનુ પરિણામ શુ આવ્યુ ? હમણા તે છોકરો (હાલ માણસ) એક મોટો વેપારી છે, અને તેની મા હાલ બિચારી જે વૃદ્ધ છે તે પોતાનો છોકરો કે જેને માટે તેણે આટલુ દુ ખ વેઠ્યુ હતુ તેને સુખી જોઇ પોતે પણ સુખી થાય છે આ દાખલા સિવાય બીજા પણ એવાજ ઘણા દાખલા છે, પણ તે બધા અહી કહેતા પાર આવે નહિ. આ બે દાખલાજ બસ થશે એમ હુ ધારૂ છુ, એ સ્ત્રીઓનો પ્રભાવ છે

હવે આપ વિચાર કરો કે પહેલા દાખલામા બાપનામા વધારે શકિત હતી કે પછીથી કહેલા દાખલામાની માતામા વધાર શકિત હતી અહીઆ આગળ બાપનુ શારીરિક બળ શુ ઉપયોગમા આવ્યું? આટલાજ માટે હુ કહુ છુ કે સસારીક કામોમા ફક્ત શારીરિકબળની જરૂર પડતી નથી પણ બલ્કે તેથી વધારે જરૂર આત્મબળની પડે છે, અને તે બળ સ્ત્રીઓમા વધારે છે, તેથી જો સ્ત્રીઓને તમે કેળવો

તો તે વધારે ઉપયોગી થઈ પડે એમ છે આપણામાં પણ કહેવત છે કે "સોનો કમાનાર બાપ મરજો પણ રેટીઆની કાતનાર મા નહિ મરશો" સંસારિક કામોમા અને સંસારમાં આગળ ઉપર ફતેહમંદ થવામા સ્ત્રીની મદદની ખાસ જરૂર છે માટે આપણે સ્ત્રીઓને કેળવવી જોઇએ કે તે જોઇતી મદદ આપવાને બરાબર લાયક થાય, અને તેનામા જે કુદરતી ગુણો છે તે બરાબર ખીલી નિકળે અને તેના લાભ આપણને મળે સ્ત્રી જાતિ ગૃહરાજ્યની ખરેખરી તંત્રી છે, જ્યા તે કારખાનામા અગર બીજા કામમા મજુરીએ લાગી દ્રવ્ય ઉપાર્જન કરવામા જોડાય છે ત્યા નીતિમાન અને સમર્થ મનોબળવાળા બાળકો પાકે એ સ્વપ્નમા પણ આશા રાખશો નહિ

જે જે ન્યાતમા સ્ત્રી વર્ગને આ રીતે કામમા રોકવામા આવે છે, અને બાળકો ગમે તેમ રઝળી રવડી મોટા થાય છે, તે તે વર્ગોમાથી ભવિષ્યના જમાનામા ઉમદા ફળોની આશા કદી રાખતા નહિ ગૃહરાજ્યમાં માતાના પવિત્ર પ્રેમ નીચે ઉછરેલાં બાળકોજ જગતમાં અત્યંત ઉપયોગી થઈ સારી નામના મેળવે છે. ઈંગ્લાંડના એક કારખાનામા કારીગર વર્ગને નોકરીમાં રોકતા પહેલાં તેની માતા કેટલા લક્ષણવાળી હતી

તેની પ્રથમ તજવીજ કરતા બાપ ગમે તેવો નઠારો હોય, પણ જો માતા સારી હોય તો તરત તેને નોકરીમા રોકતા, કેમકે બાળકોના મગજ ઉપર માતાના લક્ષણની છાપ અદ્દભુત રીતે પડે છે ગૃહસ્થો! હવે વિચાર કરો કે સસાર ચલાવવામાં સ્ત્રી જાતિ કેટલી બધી ઉપયોગી છે તથા કેવી અદ્દભુત સત્તા ધરાવે છે !!

ચાલો હવે આજે ઉઠીએ, કાલે વળી પાછા મળીશુ અને કાઇંક નવિન વાતો કરીશુ

## પ્રકરણ ૫ મું



### ગૃહરાજ્યમા સ્ત્રી વર્ગનો સઉદ્દપયોગ.

સ્ત્રીઓમા આટલા બધા ગુણો છે છતા તમને તે જોઇએ તેટલી સુખકર્તા નથી, તેનુ કારણ હવે તમારા જાણવામા આવ્યુ હશે, માટે હવે તેને માટે ઉપાય કરો અને જુઓ કે તેનુ શુ ફળ આવે છે ? પ્રથમ ઉપાય તો એ છે કે તમે સ્ત્રીને માન આપતા અને તેના કરેલા કામોની કદર બુઝતા થાઓ અને જયા જયાં તમને ભૂલ જણાય, ત્યા ત્યાં

તે ભૂલ ધીમે રહીને તેમને સમજાવીને તે સુધરાવો, પણ તે સુધરતા પહેલા તમારે અનેક રીતે તેની ખાત્રી કરીઆપવી પડશે કે તે જે કરે છે તે ખોટુ છે અને પછી તમે તેને જે રસ્તો બતાવશો તે રસ્તે તે સુધરશે વારૂ, પહેલા તો તમે તેને માન આપતા શીખો માન આપવાનુ કરીને હુ એમ કહેવા માગતો નથી કે તમારે તેને ઘણાજ મોટા માને બોલાવવી, તેને બેસાડી રાખી તેનુ કામ તમારે કરવુ અથવા તેનુ કરેલુ બધુ જ (ખરા ખોટાના વિચાર કર્યા વગર) માનવુ હુ એટલુજ કહેવા માગુ છુ કે તમે તેના તરફ સ્નેહની લાગણીથી વર્તો તે ઘરની કારભારી છે તો એક રાજા જેવી રીતે પોતાના કારભારી સાથે વર્તે તેવી વર્તણુક તમે તેના તરફ રાખો તે જેટલા સારા કામો કરે તેની કદર બુઝો વારૂ, તમે જુઓછો કે સવારથી સાજ સુધી તેઓ કામ કરે છે, તમે કોઇને ત્યા નોકરીએ હો, અને તે તમને કોઇ દિવસ વધારે કામ કરવાની ફરજ પાડે તો તમે તરત બૂમ પાડશો કે હુ તે કેટલુ કામ કરૂ? કાઇ ચાર હાથ કરૂ? પણ તમારા ઘરની સ્ત્રીને ગમે તેટલુ કામ હશે તો પણ તે બૂમ પાડશે નહિ કારણ તો એટલુજ કે ઘરના માણસો તરફની

તેમની અંતર લાગણી સ્નેહથી ભરેલી છે તમને તમારી નોકરીમાંથી મહીને ત્રણ ચાર દિવસ આરામ મળશે પણ તેમને તો એક દિવસ પણ આરામ મળતો નથી એ આરામના દિવસોમા વખતે તમારા શેઠ યા ઉપરી તમને કામપર બોલાવશે તો તરતજ તમે લઢવા ઉભા થશો અથવા કાઇજ નહિ તો બબડશો તો ખરા પણ તે બિચારી એમાનુ કાઈ પણ કરતી નથી આટલુ છતા પણ તમે તમારા દોસ્તદાર ભાઇબંધો સાથે કોઇ દિવસ આનદમા ગાળો છો અને પૈસાનો પણ કાઇક વ્યય કરો છો પણ કોઈ દિવસ તમારી સ્ત્રીને તમે તેમ ક- કરવા દીધુ છે ? અથવા એક પાઇ પણ આપી છે ? વિચાર કરો, હુ કાંઇ સ્ત્રીઓને ચઢાવતો નથી પણ ફક્ત જે ખરૂ છે તે કહુ છુ, આટલુ બધુ હોવા છતા તમે મોજમઝામા બહાર ગયા હો ત્યાથી આવો તેટલામા તમારી જોગવાઇઓ સાચવવા તે હાજર રહે છે મારૂ કહેવુ એમ નથી કે બધાજ પોતાની જોગવાઇઓ તેની પાસે સચવાવવા ફરજ પાડે છે પણ તેનો અતરાત્માજ તેને તેમ કરવાની ફરજ પાડે છે હુ હવે થોડીક વાત કરીશ અને તમને ઘર ચલાવવામા સ્ત્રી કેટલી ઉપયોગી છે તે બતાવીશ

તમે કોઇ પણ કામ માટે પાચ સાત દિવસ કાંઇ બહાર ગામ જાઓ છો અને ત્યાંથી પાછા ફરો છો ત્યારે તમારા ઘરને કેવી સ્થિતિમા જુઓ છો? હુ ખાત્રીથી કહુ છુ કે તમે ગયા ત્યારે જે સ્થિતિમા તે હતુ તેજ સ્થિતિમા પાછા આ-વીને તમે તેને જોશો, અથવા તેથી કાઇક વધારે સારી સ્થિતિમા જોશો કારણકે પ્રવાસે નિકળેલા ઘરધણીને આરામ આપવા સ્ત્રીએ કાઇને કાઇ ગોઠવણ કરેલી હશેજ અને તમે જ્યારે આવશો ત્યારે પોતાના હસ્તાંમુખ સાથે તમને આરામ આપવાને તે ગાડી ઘેલી થઇ જશે

હવે આપણે એથી ઉલટો દાખલો લઇએ ધારો કે કોઇ સગાની માદગીની ખાતર તમારી સ્ત્રીને પાચ સાત દિવસ બહાર ગામ જવુ પડયુ, અને ઘરમા તમે એકલાજ રહયા. આવા વખતમા તમારી સ્થિતિ કેવી હશે? તમે બરાબર બે વખત રાધીને ખાશો પણ નહિ એક વખતેજ બન્ને વખતનું રાધી મુકશો ઘરમા સ્વચ્છતા પણ બીલકુલ હશેજ નહિ. જે ઘર પહેલા દિવસમાં ઓછામા ઓછુ બે વખત સાફ થતુ હતુ તે ઘર હવે દિવસમા એક વખત પણ ભાગ્યેજ સાફ થશે. વળી ઘરમાં ગમે તે ચીજ ગમે ત્યા પડી હશે અને

જો કે તે બિચારી તેની ગેરહાજરીમા તમને વધારે અડચણ ન પડે તેટલા માટે કેટલીક વ્યવસ્થા કરી ગઈ હશે તોપણ તમે એટલાજ દિવસમા કંટાળી જશો આવો મામલો છે છતાં તમે કોઇ પણ દિવસ ખરા સ્નેહથી એટલુ પણ મનમાં લાવ્યા છો કે તેને ઘણુ કામ છે અને તે તમારાપર ઘણોજ સ્નેહ રાખે છે આપણે આગળ બીજા દિવસની વાતમા જોઇ ગયા તેમ બીજી બાબતમા પણ તે તમારા કરતા ઉત્તમ સેવા બજાવે છે તોપણ તમે કોઇ દિવસ હસ્તે મોઢે કહો છો કે "તું ફલાણુ કામ સારૂ કરે છે? અથવા તારો સ્વભાવ ઉત્તમ છે અથવા તેને આનંદ મળે એવી વાતો ખરા સ્નેહથી તમે તેને કહીછે?" આવી રીતે તમે તેને માન આપી જુઓ કે તમને તે આનંદકર્તા થઇ પડે છે કે નહિ આવા વર્તનથી તેની આંતર લાગણીઓ પ્રફુલ્લીત થશે, અને કાંઈક નવુજ રૂપ પકડશે પહેલાના કરતા કાંઇ વધારે આનંદથી અને ઉત્સાહથી તે કામ કરશે, અને તમને વધારે આનંદ અને આરામ આપશે તે તમારી પાસે કૃત્રીમ માન માગશે નહિ અને તમે આટલી પણ લાગણી તેના પ્રત્યે બતાવશો તેથી તે પોતાની જાતને તમારી આભારી થયેલી માનશે, અને તે લાગણીથી તેના તથા તમારા

આનદમાં અને સુખમા કાંઇક ઓરજ વધારો થશે ચાલો, હવે આપણે વાત બધ કરીએ અને કાલે વળી આપને બીજી હકીકત કહીશ

## પ્રકરણ ૬ ઠું.



### ઘરકોળ અવસ્થા.

સ્ત્રીઓ ઘરમા કેવી રીતે સુખકર્તા થઇ પડે તેનો એક રસ્તો મે ગઈ કાલે કહ્યો હતો અને આજે એક બીજો માર્ગ બતલાવીશ આટલા બધા દિવસથી આપ સઘળાં શાતિ અને ધીરજથી સાભળો છો તે માટે હુ તમારો આભાર માનુ છું, અને આશા રાખુ છુ કે તમે તેને અજમાવી જોશો, અને તેથી મળતા લાભો લેશો તેમના તન અને મનને પ્રફુલ્લિત કરવાને માટે તમે પ્રયત્ન કરો તેમને તો સવારથી સાંજ સુધી ઘરનુ કામ કરવાનુ છે તો પછી બીજી ચીજો તેમના સબધમાં કેમ થાય ? હુ તેને માટે તમને રસ્તો બતાવું છું. માણસ જાતના શરીરને ખુલ્લી હવા જોઇએ છે અને મનને નવીનવી ચીજો અનુભવવાની જોઇએ છે. તમને પુરૂષોને આ બધું

પોતાની મેળેજ મળી રહે છે. તમારે કામ ધંધાને અર્થે બહાર જવાનુ થાય છે, તેથી ખુલ્લી હવા તથા જુદી જુદી ચીજો જોવાની પણ મળે છે, પણ સ્ત્રીઓને તો આખો દિવસ ઘરમાને ઘરમાજ રહેવાનુ થાય છે તેઓને કોઈ સાથે વાતચિત, કે ખુલ્લી હવાનો લાભ અથવા નવુ જુનુ કાંઈ પણ જોવાનુ મળતુ નથી આ પ્રમાણે છે તો તેમની શારીરિક અને માનસિક સંપત્તિ શી રીતે સારી હોઈ શકે ? તેનો ઉત્તમ માર્ગ તો માત્ર એજ છે કે ગામની અથવા એક ફળીઆની સરખે સરખી ઉમ્મરની સ્ત્રીઓની મંડળી અઠવાડીઆમા એક અથવા બે વખત મળે અને ત્યા સંસારીક અને ધાર્મિક વાતો કરે તો દરેક સ્ત્રીને મોઢેથી કાંઈ નવું જુનુ સાભળવાનુ મળે, વળી અઠવાડીએ પંદર દહાડે તેમને બહાર પણ લઈ જવા જોઇએ મારૂ કહેવુ એવુ નથી કે શ્રીમંત લોકોની માફક ગાડી ઘોડે બેસાડી મોજ શોખ કરાવવી તમને કોઈ દિવસ શહેરમા મેળા, નાટક ચેટક વગેરે જોવાનુ મન થાય છે તે તમે જુઓ છો પણ ખરા શહેરના મોટા મોટા રસ્તાઓ, મકાનો અને બજારો તમે અનેક વાર જોયા હશે પણ તમારી સ્ત્રી એક વખત પણ તે જોવા

નહિ પામી હોય ૫ંદર વીસ દિવસે તેમને પણ એવો લાભ આપવો જોઇએ તેથી કોઇ વખત શહેરમા ફરવા લઈ આવી તેમને સારા, સુઘડ અને સ્વચ્છ મકાનો બતલાવવા જેથી તે જોઇ તેમને પોતાના ઘરો પણ એવાં રાખવાનું મન થાય અને તેમની ભવ્યતા જોઇ તેમનુ મગજ પણ પ્રફુલ્લિત થાય તો તેમાં પણ કાઇ ઓરજ શક્તિ આવે અને તેથી કરીને સારા સારા વિચારો પણ ઉદ્ભવે. વળી કોઈ કોઈ વખત પ્રદર્શનો, મેળાઓ, વગેરે સારી જોવાની ચીજો પણ તેમને દેખાડવી જોઇએ. વળી તમે કહેશો કે આ તો પૈસાની વાત આવી, તે લાવવા કયાથી? તમે દરેક જણ પોતપોતાની સ્થિતિ પ્રમાણે પોતાના શોખને માટે થોડો ઘણો ખર્ચ કરો છો, તો તમારે એ પણ જાણવુ જોઇએ કે સ્ત્રી પણ તમારૂ અર્ધુ અગ છે અને જે મોજશોખ અને આરામ તમારે જોઇએ છે તે તેમને પણ જરૂરના છે માટે છેકજ એકલપેટા ન થાઓ, અને જે પૈસા તમારે માટે તમે ખર્ચો તેમાથી થોડો ભાગ તેમને માટે ખર્ચો, અને પછી જુઓ કે ખર્ચેલાં પૈસા નકામા નથી ગયા, પણ તેણે તમારા સુખમા વધારો કર્યો છે દુનિયામાં ફક્ત પૈસાનું જ સુખ જોવાનુ નથી કોઈ માણસ ગમે તેટલો પૈસાદાર

હશે, પણ ઘરમા એક પણ દિવસ કંકાસ વગર જતો નહિ હોય તો તેનુ પૈસાનુ સુખ શુ કામનુ ? કોઈ ગરીબ માણસ પૈસે ટકે તેના જેટલોજ સુખી નહિ હોય, તેની માફક રોજ મિષ્ટાન્ન ઝાપટતો નહિ હોય પણ ફકત રોટલો અને શાકજ ખાતો હોય અને સુખે પોતાના દિવસ નિર્ગમન કરતો હોય તો તે ઘણોજ સુખી છે મિષ્ટાન્નમા પણ પેટ ભરાય છે (ઉલટો રોટલો ખાનાર માણસ શરીરે રૃષ્ટપુષ્ટ હોય છે અને તેની શારીરીક સ્થિતિ પણ સુખી હોય છે) જે આનંદ સલાહસંપમા છે તે કંકાસમા નથી માટે સ્ત્રીઓને સુધારવાને મે જે રસ્તો બતાવ્યો તેમા ભલે થોડો ઘણો ખર્ચ થશે પણ તેટલા પૈસા તમારામાથી બચાવી તેમને માટે ખર્ચો અને દુનિયામા સૌથી મોટામા મોટુ સુખ જે સલાહસંપનુ છે તે સંપાદન કરો ચોમાસામા અથવા શીયાળામા એક વખત લઈ જઈ તેમને તમારા ખેતરોની કુદરતી લીલા બતાવો આમ કરવાથી ભલે તે ઘરના કામમા ખોટી થશે પણ બહારની સ્વચ્છ હવાથી તેના તન અને મનપર એવી સારી અસર થશે કે તે બહારથી આવ્યા પછી પોતાનુ કામ વધારે સારી રીતે અને ઝડપથી કરી શકશે અને રોજ આનંદમા રહેશે.

તમે તેને માટે આવા પ્રયત્નો કરતા રહેશો તો તમને પણ ઘણોજ લાભ છે તેને તમારે માટે એવી સારી લાગણી થશે કે પછી કોઈ દિવસ તમારે તેના તરફની ફરિયાદ કરવાનો વખત આવશેજ નહિ છેવટે એટલીજ વિનતિ છે કે તમારી સ્ત્રીઓ હાલ ઘરકોળ અવસ્થામા છે તેમાંથી તેમને મુક્ત કરશો તોજ તમે સુખી થશો ચાલો હવે આજે આપનો વખત વધારે લીધો છે, કાલે વળી આ સબધમાં કાંઈ નવુ શોધી કાઢી આપની આગળ વાત કરીશ

## પ્રકરણ ૭ મું.



## સ્ત્રીવર્ગ તરફ માનની નજર.

ચદ્ર જાણે સૂર્યના કિરણો રૂપી ભાલાઓ ભોકાવાથી કાયર થઈ ગયો હોય એમ દૂરને દૂર નાસવા લાગ્યો. અરૂણ દેવના રાતા કિર્ણોના ડાઘ પોતાના ઉજ્વળ કિર્ણોમાં લાગી જવાની ધાસ્તીથી તેને સકોચવા લાગ્યો જે પૂર્વ દીશાએ આગલી સધ્યાકાળે એને માન આપી આકાશપર આવવાનો અવકાશ આપ્યો હતો તેજ પૂર્વ દિશાને અત્યારે સૂર્ય દેવને

માન આપતી જોઇ આકાશ રૂપી ગહન વનમાં સંતાવા લાગ્યો. પૂર્વ દીશા આગલી રાત્રે ચંદ્રને માન આપી બોલાવી તથા હવે તેને પડતો મૂકી સૂર્યને લલચાવવાના પોતાના છળકપટમાં ફાવવાથી જાણે હરખાતી હોય એમ રાતી થવા લાગી સૂર્ય અને ચંદ્રની લઢાઇમાં તારાઓ, ઘાયલ થયેલાં માણસની માફક પડવા લાગ્યાં. પ્રાપ્ત કર્મોને વધારનાર ચંદ્રના રાજ્યથી કંટાળી લોકો જાણે ધર્મ પ્રવર્તાવનાર સૂર્ય દેવના આગમનથી આનંદ માની વાજીંત્ર વગાડતા હોય તેમ દહી વલોવવાના શબ્દો સંભળાવવા લાગ્યા કોકિલાઓ જાણે વિષ્ણુ સહસ્ત્ર નામનો જાપ કરતી હોય તેમ ટૈકાર કરવા લાગી, કમળો આનંદમાં આવી જઈ ભ્રમર રૂપી કેદીઓને છુટા કરવા લાગ્યા પક્ષીઓ મુનીવ્રત છોડી દેવા લાગ્યા, અંધકાર જાણે સમાધી ચઢાવવા માંગતો હોય તેમ ગુફામા ભરાવા લાગ્યો, એટલે કે સવારનો પહોર થવા આવ્યો તે વખતે લોકોએ બહેચર પટેલના ઘર તરફ જવા માંડ્યું, કારણકે દરરોજ તો રાત્રે વાતો થતી હતી પણ હવેથી તો સવારે અને રાત્રે એમ બે વખત વાતો થવાની હતી બધા લોકો ભેગા થઈ રહ્યા એટલે આગલી રાત્રે નક્કી કરેલા વખતે પેલા મુસાફરે વાત શરૂ કરી

આજના વિષયમાં હુ જો કે છોકરાઓ તરફના તમારા સુખ વિ-
ષે બોલીશ, કેમકે તે આપણા ચાલુ વિષય સાથે ઘણો સબંધ
ધરાવે છે એટલે એ અયોગ્ય કહેવાશે નહિ સ્ત્રીઓ સાથેની
તમારી વર્તણુંકપરજ છોકરાઓનો ભવિષ્યનો અને તેના
તરફના તમારા સુખનો આધાર રહે છે માતામાં એક ઇશ્વિરી
સત્તા એવી છે કે તે છોકરાઓનો સ્વભાવ સારો યા નરસો
બનાવી શકે છે ટુકામાં તેઓના તથા તેમની મારફત તમારા
ભવિષ્યના સુખનો આધાર તે સત્તાથી કેટલે અંશે જળવાય
છે તે ઉપરજ છે, પણ તે સત્તા જળવાશે કયારે ? જો છોકરા-
માં તેની માને માટે માનની લાગણી હશે તોજ તે સત્તા જળવાશે.
મારે અહી કહેવુ જોઈએ કે તમારા છોકરાંઓમાં તેમની
માના તરફની માનની લાગણી તેમને કુદરતથી મળી છે તે
જાળવી રાખવી તે તમારા હાથમાંજ છે જો તે લાગણી તેઓ-
નામાં રહેશે અને વધશે તો જીદગીમાં સુખી થશે, અને
તમારા ઘડપણમાં તમને પણ ખચીત સુખીજ કરશે પણ
જો એથી ઉલટુ બન્યુ, અને એ લાગણી ગઇ તો તેઓ
જાતે પણ દુ:ખી થશે; અને તમને પણ ઘડપણમા એટલાં
દુ:ખકર્ત્તા થઈ પડશે કે તમે કહેશો કે છોકરાંઓ ન હોત

તો ઠીક થાત એ લાગણી તમે કેવી રીતે જાળવી શકો? રસ્તો જો કે એકજ છે અને વળી તે સહેલો પણ છે. તમે તમારી સ્ત્રીને બરાબર માન આપો એટલે તમારાં છોકરાઓ પણ કુદરતી રીતે તમારૂ અનુકરણ કરશે તેમના મગજપર નહા- નપણમા જે છાપ પડશે તે છાપ જાળવી રાખવાનેજ ફકત પ્રયત્ન થ- શે તો પછી મોટપણમા પણ તે ભુલાવવાની નથી એટલુ જ નહિ પણ તે વધારે સજ્જડ થતી જશે છોકરાઓ નાના હોય છે ત્યારે આખા દુન્યામા કરે છે જેમ તેમ કરવાને તેઓ ને મન થાય છે અને તે શીખે છે એટલે જો તમે તમારી સ્ત્રીની સાથે માનથી વર્તશો નહિ તો છોકરાઓ પણ તેવુ જ શીખશે એમ નહિ સમજશો કે નહાના છોકરાઓ શુ શીખશે. તેઓનામા અનુકરણ કરવાની કુદરતી શક્તિ એવી હોય છે કે જ્યારે તેઓ અણસમજુ હોય છે ત્યારે પણ આપણી વર્તણુકની દરેક છાપ તેઓના મગજ ઉપર પડે છે, અને જો કે તેટલી ઉમ્મરમાં તેઓ તે પ્રમાણે વર્તી શકશે નહિ તોપણ મોટાં થતાં તે છાપ પ્રમાણે બધાયલુ તેમનુ મગજ તમારી વર્તણુક પ્રમાણે તેમને દોરાવશે અને તેમના કડવા ફળ ત- મારે પણ ચાખવા પડશે. કારણ કે બાળકની કેળવણી તે

જન્મે છે ત્યારથીજ શરૂ થાય છે; અને નાના બાળકો જેવું સાંભળે છે, તેવુ બોલતાં આપોઆપ શીખે છે, તથા જેવું જુએ છે તેવુ જ કરતાં તે જલદી શીખે છે આવી રીતે અનુકરણ શક્તિ અને શ્રવણ શક્તી નાના બાળકમાં પ્રબળ હોય છે નાનાં બાળકનો સૌથી શ્રેષ્ટ ગુરૂ તેની માતા છે, તેનો બીજો ગુરૂ પિતા અને ભાઈ ભાડુઓ, ત્રીજો ગુરૂ તેની આસપાસ વસતુ સામાજીક મ ડળ છે, ચોથો અન્યત ગુરૂ નિશાળનો શિક્ષક, અને ગૃહસ્થાશ્રમી બન્યા પછી યોગ્ય વયે પાચમો અથવા છેવટનો ગુરૂ ગણો કે પ્રધાનરૂપ ગુરૂ તરીકે તેની મેધાવિની સુશીલ પત્ની થાય છે આ પ્રમાણે સ સારિક સામ્રાજ્યનો સઘળો આધાર ફક્ત એક ચતુર સ્ત્રી ઉપર નભી રહેલો છે સ્ત્રીઓને માન આપવાનુ કહી હુ એમ કહેવા માગતો નથી કે તમારા ઉપરી તરીકે અથવા તમારાથી મોટી ગણી તમારે તેની સાથે માનથી વર્તવુ. મારૂં કહેવુ એટલુ જ છે કે તેને તમારા સરખી ગણી તેની સાથે સ્નેહથી વર્તો, જેમ તમારી ભુલને તે નરમાશથી ગુસ્સે થયા વગર એકાતમા તમને કહે છે, તેમ તમારે પણ તેની ભુલો તમારા છોકરાઓના કે અન્યના દેખતાં અને ગુસ્સે થઇને નહિ પણ તેઓ નહિ જાણે એમ અને ધીમે રહીને તેને

સમજ પાડીને બતાવવી જોઇએ છોકરાઓના દેખતા એમ કરવાથી માની ભૂલો જોવાની તેમને ટેવ પડી જાય છે તેનુ પરિણામ એ આવે છે કે માને માટેની માનની લાગણી ઢીલી પડી જાય છે જયા તે લાગણી ગઈ કે માની બધીજ કુદરતી સત્તા તેમનાપરથી જતી રહેવાની, અને તેનુ પરિણામતો મે તમને આગળ કહ્યુ છેજ છોકરાઓના પોતાના અને તેમના તરફના તમારા ભવિષ્યના સુખને માટે તો એટલે સુધી કરવુ જોઇએ કે તેની માતામા હોય તેના કરતા પણ વધારે ગુણો તેનામા છે એમ તેમને બતાવવુ જોઇએ આમ કરવાથી વળી બેવડો ફાયદો છે એક તો છોકરાઓને પોતાને અને તેમના તરફથી તમને થતો ફાયદો મે કહ્યો છે વળી બીજો ફાયદો એકે તમારી સ્ત્રીને પણ તમારે માટે કાંઈ ઓરજ માન વધશે તેથી તેના તરફથી પણ તમે ઘણાજ સુખી થશો વળી આમ કરવાથી તમારા છોકરાઓ પણ સ્ત્રીઓને માન આપતા શીખશે; અને તેમનામાં એક જાતની એ ટેવજ પડી જશે, તેથી જયારે તેમનો વખત આવશે ત્યારે તમને અત્યારે જે મુશીબત પડે છે, તે તેમને પડશે નહિ અને તેમનો સસાર સુખમા જશે. સ્ત્રીઓને ફક્ત માન આપવું એટલુજ નહિ પણ તે માનને લાયક

તેમને બનાવવી જોઇએ, નહિ તો બીજા બધા તમારા પ્રયત્નો પત્થરપર પાણી જેવાં થશે, અને ધારેલુ સારૂ પરિણામ કોઈ દિવસ પણ આવશે નહિ છોકરાઓ તેમની માને માન આપતાં શીખશે તોજ તેઓ તમને પણ માન આપશે નહિ તો ક્ષણે ક્ષણે તમારૂ અપમાન કર્યા કરશે અર્થાત તમારૂ કહ્યુ પણ માનશે નહિ, તેથી પરિણામ એ આવશે કે તેમની જીદગી વ્યર્થ જશે, અને વૃદ્ધાવસ્થામા જે આરામ અને મદદની તમને જરૂર પડશે તે મળશે નહિ વળી જયારે વખત અવશે અને સસારમા પડશે ત્યારે તેમની પણ એજ દશા થવાની. માટે તમારા પોતાનાં સુખને માટે તમે તમારી સ્ત્રીઓ સાથે સારી રીતે વર્તો, અને તેમને પણ તેમ કરતા શીખવો ફરી ફરીને વિનતી કરૂ છુ કે આથી એમ નહિ સમજશો કે છોકરાં હોય તોજ સ્ત્રીઓ સાથે આવી રીતે વર્તવાની જરૂર છે, છોકરાં નહિ હોય તોપણ તમારા પોતાના સુખને ખાતર પણ એમ કરશો તમે કોઇને હસીને બોલાવશો તો તે પણ તમને હસીને બોલાવશે તેમજ તમારી સ્ત્રીની સાથે ઉત્તમરીતે વર્તન રાખશો તો જરૂર તે તમારી સાથે ઉત્તમ રીતે વર્તશે, અને પરિણામે તમારૂં ઘર સુખી અને એક નમુનેદાર થઇ

રહેશે આ બાબતમા એક વિદ્વાનનો મત એવોછે કે—" સ્ત્રી-
ઓને યોગ્ય માન આપી તેમને યોગ્ય દશામા લાવવાથી પુરૂષો-
નો સ્વાર્થ તેમજ પરમાર્થ બન્ને સાધી શકાય છે તેમના જે
પ્રયાસો તેમની જે પ્રવૃત્તિઓ તેમની અભિલાષાઓ તથા તેમના
કર્તવ્યો અપૂર્ણ, ઉત્સાહરહિત તથા નિરાશજનક થાય છે તે
યથાયોગ્ય બની જશે " તેમજ જે અમાનુષિક વર્તનથી પ્રજાનો
અડધો ભાગ ખરા મનુષ્યત્વને તે પ્રાપ્ત કરી શકતો નથી તે
અન્યાય દૂર થશે સ્ત્રી પુરષની માફક જ્ઞાન પ્રાપ્ત કરી પોતાની પદવી
ચઢાવશે તો આપણી દાસી કોણ થશે, યથેચ્છ ઉપયોગનાં
આપણા રમકડા કોણ બનશે, આપણી બહાદુરી કોની આગળ
બતાવશુ, અને આપણે સામ્રાજ્ય કોના ઉપર ચલાવશુ, એવા
પ્રશ્નો કદાચ કોઇ સ્વાર્થી પુરૂષના મનમા ઉત્પન્ન થશે તો
તેઓને એટલોજ જવાબ બસ છે કે કોઇ પણ મનુષ્ય પ્રાણી-
ની શક્તિઓ જાણી જોઇને સ્વાર્થ માટે અપરિપકવ રાખવાનો
કોઇને હક નથી સ્વાર્થબુદ્ધીની સત્તા કોણે કોને આપી છે?
હરકોઇ મનુષ્યને ગુલામી દશામા મૂકવાની સત્તા ઇશ્વિરે
કોઈને આપેલી નથી બીજુ આવા મનુષ્યોની મોટી ભુલ એ
છે કે સ્ત્રીઓને ઘટિત પદવી મળવાથી તેઓ હાલ છે તેનાં

કરતાં ચઢતા પ્રકારની આત્મિક ઉન્નતિવાળી થશે એમ થવાથી તેમના સંસારીક કર્તવ્યો વધારે સારીરીતે કરી શકશે તેમની પદવી વધવાથી સ્ત્રીત્વ જતુ રહેવાનુ નથી પણ ઉલટું વધશે માતા તરીકે, ભગીની તરીકે, પુત્રી તરીકે, તેમજ પત્ની તરીકે સ્ત્રીઓ પોતાની ફરજ બજાવવામા ચુકશે નહિ યોગ્ય હક પ્રાપ્ત કરનારી સ્ત્રી પોતાના સગા તથા ભાડુને કે પતિને રસોઇ નહિ કરી આપે, અને ભૂખે મારશે એ કલ્પના હાસ્ય-જનક છે એવી પત્ની પોતાના પતિનુ મન નહિ સાચવે એમ શા પરથી માનવુ ? સ્ત્રી જાતિની લાગણીઓ અને પ્રેમ મમતા તેમનામાથી જવાનાજ નથી કોઈ દેશમા એ પ્રમાણે બન્યું નથી અને આપણા દેશમા જ્યાં સ્ત્રીઓ પુજ્ય ગણાતી ત્યાં પણ આવુ બન્યુ નથી તો એવો ભય નિરર્થક છે."

સુધારાના શિખરે પહોચેલા બુદ્ધીશાળી મનુષ્યો આપણી સ્ત્રીઓ પ્રત્યેની વર્તણુક સબધી ટીકા કરે છે "પાશ્ચિમાત્ય દેશોની સ્ત્રીઓ તે સ્ત્રીજ છે, અર્થાત સ્ત્રીપુરૂષના હક ત્યાં સમાન છે; અને હિંદુસ્થાનની હિંદવાણી તે માત્ર ગુલામડી કે વેઠાણી હાલતમા પોતાનુ દુખદ જીવન પુરૂ કરે છે."

હવે આજે આપને શ્રમ વધારે પડયો છે માટે સાંઝના પાછાં મળીશુ ત્યારે વાત આગળ ચલાવીશુ

## પ્રકરણ ૮ મું.



### સ્ત્રી વર્ગ તરફથી મળતું સુખ.

બધુઓ! મારે તમને કહેવુ જોઇએ કે સારી સ્ત્રી એ ઘરનો શણગાર છે એક વિદ્વાને કહ્યુ છે કે સદ્ગુણી અને કહ્યાગરી સ્ત્રીનો ધણી છપ્પન ઉપર ભૂગળ વાગે એટલી દોલતના ધણી કરતા વધારે સુખી છે જો કોઇ માણસ પાસે અખુટ દોલત હોય, નોકર ચાકર તો એટલા બધા રહી ગયા હોય કે તે તેને બરાબર યાદ પણ રહી શકતા ન હોય, અને તેના વૈભવમા કોઇપણ પ્રકારની ખામી ન હોય, છતા પણ જો તેના ઘરમાં મધુર વચન બોલાનારી, કહ્યાગરી અને સદ્ ગુણી સ્ત્રી ન હોય તો તે સર્વ નકામુ છે સદ્ગુણી સ્ત્રી ઘર ચલાવવામાં ડગલે ડગલે ઉપયોગી થઈ પડે છે. જેમ એક ચક્રથી ગાડી ચાલતી નથી, તેમ મરદની સાથે તેની સ્હાયમાં સ્ત્રી નહિ હોય તો તેનો વ્યવહાર બરાબર ચાલશે નહિ અરે!

હુ તમને એક વધારે સાદો દાખલો આપુ છુ એક વખત અમારે ધંધા રોજગારને અર્થે પરગામ ખાતે જવું પડ્યુ. ત્યાં ઘર ભાડે લેવા જતા દરેકે દરેક ઘર, પોળ કે મહોલ્લાના લોકોએ પૂછપરછ કરવા માંડી કે તમારે સ્ત્રી છે કે નહિ? કહેવાની મતલબ કે સ્ત્રી વગરનો આદમી ગૃહસ્થ ગણાતો નથી, ગમે તેવો નીતિવાન હોય તોપણ જગતમાં તેની આબરૂ ગણાતી નથી, તેને ઘર ભાડે આપવા કોઈ ખુશી બતાવતુ નથી અને તેને પડોશમા રાખવાને લોકો આનાકાની કરે છે. આ ઉપરથી તમારા ધ્યાનમા આવશે કે સ્ત્રી વર્ગ આપણને કેટલો બધો ઉપયોગી છે

હવે જ્યારે સ્ત્રી વર્ગ આપણને આટલો બધો ઉપયોગી છે, ત્યારે તેના અભ્યુદય તરફ આપણે તનમનથી ધ્યાન આપવું જોઇએ. જો આપણે પ્રયત્ન કરીએ તો તેમને દયાળુ, સુશીલ, ધૈર્યવાન, અને આત્મસંયમી સહજમાં બનાવી શકીએ, કેમકે આ ગુણ તેમનામાં કુદરતી છે આપી સદાચારી સ્ત્રીઓની નજર દુ:ખ ઉપર પડતાં તે મટી જાય છે અને દીલગીરી ઉપર પડતાં આનંદ પ્રાપ્ત થાય છે.

બંધુઓ? સદ્‌વર્તન નામના પુસ્તકમાંથી તમને નીચેની હકીકત કહી સંભળાવું છું, તે ખરેખર મનન કરવા લાયક છે.

" ગૃહસ્થાશ્રમના પ્રેમપથ્યથીજ પુરૂષનું હૃદય ઉત્તમ રીતે નિયમમાં અને શાંતિમાં વર્તે છે ઘર તે સ્ત્રીનું રાજ્ય, તેની જાગીર, તેનું જગત્ છે—ત્યાં તે પ્રેમથી, માયાથી અને નરમાશની સત્તાથી અમલ ચલાવે છે કોઇપણ પુરૂષ મૂળ પ્રકૃતિએ તોફાની અને હુલ્લડી હોય, અને દૈવયોગે તેનો ગૃહસ્થાશ્રમ જો કોઇ મોટા મનની બાઈ સાથે સંધાય, તો તેથી તે જેવો શાન્ત પડશે તેવો બીજા કશાથી નહિ પડે એ ઠેકાણે તેને વિશ્રાંતિ, સંતોષ અને સુખ મળે છે—મગજની શાન્તિ અને મનની શાન્તિ સાથે વળી એવી બાઈ એ પુરૂષનો ઉત્તમ સલાહકાર થઈ પડે છે, કારણ કે જયાં તેની અનાશ્રિત બુદ્ધી ખોટે રસ્તે જવાની તૈયારીમાં હોય, ત્યાં એવી સ્ત્રીની સ્વભાવ સિદ્ધ કળ વડે તે તેના ધણીને ખરે રસ્તે દોરી લઈ જાય છે. વિઘ્ન અને વિપત્તિના વખતમાં સાધવી સ્ત્રી તેના સ્વામીના ટેકારૂપ લાકડી થઈ પડે છે, અને જયારે દુઃખનો દરિયો ઉલટે છે અથવા વિધાતા ધુરકીયા કરી રહી હોય છે, ત્યારે એવી નારી સહૃદયતા અને દીલાસો દેવામાં પાછી પડતી

નથી. જુવાનીના વખતમા તે તેના ધણીનું સુખ અને શણગાર છે, અને પ્રૌઢાવસ્થામા જ્યારે સસારના સુખ હવામાં ઉઠી ગયા હોય છે અને આપણે સસારના સાચા વ્યવહારમા રહેતા હોઈએ છીએ તે વેળાએ એ સ્ત્રીદેવી તેનાં પતિની એકનિષ્ટાથી સહાયક થઈ પડે છે."

"હુ જે ક્ષણે મારા ઘરમાં પગ મૂકું છું, કે તત્ક્ષણ મારી સઘળી ફિકર ચિતા ઉડી જાય છે," એમ એડમંડ બર્ક પોતાના ગૃહસ્થાશ્રમ વિષે બોલતો. એ જોતાં એ કેવો સુખી હશે ! અને લુથર, મનુષ્ય પ્રેમરસથી ભરપુર છતે પોતાની સ્ત્રી વિષે બોલ્યો કે 'મારી સ્ત્રી મારી સાથે હોય તો ભલે રહી મારી દરિદ્ર અવસ્થા, પણ જો મારી સ્ત્રી મારી પાસેથી જાય અને તેના બદલામાં ક્રીસસની છપ્પનપર ભૂગળ વાગે એટલી દોલત મને મળે તોપણ મારે તે જોઈતી નથી ' તેણે લગ્ન વિષે કહ્યુ છે કે 'પરમેશ્વર પુરૂપ ઉપર મોટામાં મોટું સુખ વરસાવે, તો તે એક સાધવી અને ધાર્મિક સ્ત્રીનુ છે. તેની સાથે રહેવાથી પુરૂષને સુખ શાન્તિ અને પોતાનુ સર્વસ્વ, પોતાનો જાન અને પોતાનુ સુખ સોંપી શકે છે.' વળી તેણે કહ્યું છે કે 'વહેલા ઉઠવાથી અને જુવા-

નીમાં પરણવાથી કોઈ માણસ પસ્તાયો જાણ્યો નથી. વળી એજ ગ્રંથમાં સન્નારીની પ્રીતિ વિષે કહ્યું છે કે.—

છપ્પા.

સન્નારીની પ્રીત, શ્રાન્તનો થાક ઉડાડે;
સન્નારીની પ્રીત, તૃષા-ર્તની તૃષા મટાડે;
સન્નારીની પ્રીત, મિષ્ટ વિશ્રાન્તિ આપે,
સન્નારીની પ્રીત, સુખ ને શાન્તિ વર્ષાવે.
**સન્નારીની પ્રીતિ બાગમાં**, ભ્રમર પુરૂષ ભમતો ફરે,
રમ્ય પુષ્પની સ્હોડમા, આનંદે ગુંજ્યા કરે (૧)
સતી શ્યામાનો કંથ, પોષે પુષ્પની છાંયે,
સતી શ્યામાનો કંથ, રહે નિર્ભર સદાયે,
સતી શ્યામાનો કંથ, રહે બંધનથી છુટો,
સતી શ્યામાનો કંથ, પળેછ પ્રવાસે હલકો,
સાધ્વી સ્ત્રીનો પતિ છે સુભાગ, ગંભીર કાર્યમા જાયછે,
પત્ની સહાયક સ્વભાવથી, પ્રીતિ રસ છલકાયછે (૨)

ખરે, સાધ્વી સ્ત્રી તરફથી મળતુ સુખ અમૂલ્ય છે. સ્ત્રી જાતિમાં ઇશ્વરે અનેક સદ્‌ગુણો ભરેલા છે, માત્ર તેને ખીલવવાની જરૂરછે. આપણો પ્રખ્યાત કવિ શામળ કહી ગયો છે કે—

## છપ્પા.

રામા રત્નની ખાણ, જાણ એ રંભા રૂડી,
ધરે સોળ શણગાર, હાર કંઠે કર ચૂડી;
શોભે જળહળ ગેહ, દેહ કોમળ શુભ સાજી,
શોભા કેરૂં સદન, વદન હશી રાખે રાજી.
ભડ ભોજ કરણ વિક્રમ અને, હરિચંદની હારના;
પંડિત ચતુર પુર પાટવી, નૃપતિ નેટ સુત નારના. (૧)
જે ઘરમાં ઘર નાર, દામ ઉધારે દેશે;
જે ઘરમાં ઘર નાર, પિંડ પિત્રી પણ લેશે.
જે ઘરમા ઘર નાર, તોજ મેણુ શિર ટળશે,
જે ઘરમાં ઘર નાર, માન માણસમાં મળશે.
ઘરનાર જેહને ઘર હશે, શોભિત શાહ સરસ જસો;
ઘર નાર વિના નિર્બળો, શાહ તોય તસ્કર તસો. (૨)
નાર વિના નર રંક, સંગ રાખે નહિ કોઈ,
નાર વિના નર ચોર, જોર જસ બેસે ખોઈ.
નાર વિના નર નિર્બળ, સબળ રાખે નહિં સંગે,
નાર વિના નર દીન, હીન સુખ એકલ અંગે,
ચતુરા વિણ તો ચાલે નહિ, જગતમાંહી રહે જાહરે,

શામળ કહે છે, શામા કશી, તજે જગત્ તો તાહરે (૩)
બાળપણે થઈ માત, મટાડે પીડા મનની,
જોબનમા દે રંગ, સંગ સુખ ટાઢક તનની,
સુખ દુ:ખમા સમ ભાગ, રાગ રૂડે ગુણ ગાતી,
ચતુરા પ્રિત હરનાર, ચાર ઉરમાં મદમાતી,
વળી વૃદ્ધપણે સેવા કરે, દેખ્યાથી દીલ દુ:ખ ટળે,
એ અંતકાળ અળગી નહિ, બહુ સ્નેહ સાથે બળે (૪)
પશુ ચરે છે તરણ, રહે છે રણમા રમતા,
નર નારીની જોડ, ભાળીએ સાથે ભમતા,
ઉડે પંખી આકાસ, જુઓ તેનુ પણ જોડુ,
કોણ ઉચ કે નીચ, ગધેડુ કે કાં ઘોડુ,
સુર, અસુર, નાગ, કિંનર વિષે, દેવી નાગણ દાનવી,
મન ગરદ કર્યાં છે મેરીએ, કોણ માત્રમાં માનવી. (૫)
નાર વિના નર રંક, દામણો દીસે દેહે
નાર વિના નર રંક, દીસે ગુણ હીણો ગેહે,
નાર વિના નર રંક, નહિ ધન ધીરે કોય,
નાર વિના નર રંક, હરિપૂજન નવ હોય,
નિર્બળ છે નર નારી વિના, ભોગ કશા તે ભોગવે,

અવગુણ અદકા અચુતો ગણા, જુવતી વિણ નર જોગવે (૬)
નારી નરનુ અંગ, સુખ દેયણ કર સેવા,
ભળે પુણ્યમા ભાગ, લાભ જસ લાખો લેવા
શ્યામાથી સંતાન, ધર્મ બુદ્ધીને ધારે,
પ્રગટે પુત્ર સુપુત્ર, કુળ ઈકોતર તારે
કુળ શુદ્ધ મળે જો કામની, સ્વામીને સુખ દે સતી,
હુ એમ વિચારૂ આપથી, પુણ્યવંત તેનો પતિ. (૭)
નિર્મળ મનની નાર, સ્વામીને સ્વર્ગ પમાડે,
જુવતી જોબનમાહી, રીઝથી રંગ રમાડે.
ઢાંકે કુળ કલંક, સરસ ચલવે ઘર સુત્ર
વધે તેહથી વંશ, પ્રસવે પુત્ર સુપુત્ર
વળી હોય સતી શુભ સાધવી, પુણ્યવંતી તે પારખી,
છે નીચ કોઇકજ નારીઓ, સ્વભાવે સૌ નહિ સરખી. (૮)

શામળે ઉપરના છપ્પામા સ્ત્રીનાં વખાણ કરવામા હદ વાળી દીધી છે, પણ તેથી એમ કહેવાનુ નથી કે તેણે અતિશયોક્તિ કરી છે, સ્ત્રી જાતિના આપણે જેટલા વખાણ કરીએ તેટલા ઓછા છે. ખરૂ છે કે આ વખાણને અપવાદ રૂપ કેટલીક સ્ત્રીઓ હોય છે, પણ એથી એમ સિદ્ધ થતું નથી

કે સ્ત્રી વર્ગનો સ્વભાવ જન્મથીજ નઠારો છે, એ તો નઠારા સંયોગોનુ ફળ હોય છે

હવે આ ઉપરથી તમારા ધ્યાનમા આવ્યુ હશે કે સ્ત્રી વર્ગ તે પુરૂષ વર્ગના સુખનું ખરૂં સાધન છે, અને તેથી તેના અભ્યુદય માટે આપણે જેટલું કરીએ તેટલું ઓછું છે. તેમનો અભ્યુદય તેજ પુરૂષ વર્ગનો અભ્યુદય છે, અને ટુંકમા કહીએ તો આખી આલમના અભ્યુદયનું સાધન પણ તેજ છે, કેમકે ભવિષ્યનો જમાનો એટલે આપણા બાળકો ઉછેરવાના તેમનાજ હાથમાં છે અને તેમનાંજ લક્ષણની છાપ બાળકોના મગજ ઉપર પડે છે આવુ છતાં પણ તેમની અવસ્થા આપણા સંસારમા કેવી છે તેનો વિચાર આવતી કાલે કરીશુ

## પ્રકરણ ૯ મું.

### આપણા સંસારમાં સ્ત્રીની અવસ્થા.

બંધુઓ! આજે તમને હુ એક વાત કહી સંભળાવું છુ તે ખરેખર મનન કરવા લાયક છે આપણા સંસારમાં સ્ત્રી વર્ગની કેવી અવસ્થા છે, તેનું તમને તેથી ખરેખર ભાન થશે.

એક મનોહરપુર નામના નગરમાં ધનકોર નામે એક ડોશી રહેતી હતી બાઈ વૃદ્ધ અને વિધવા હતી સ્થિતિ સા-ધારણ હતી, તેને એક દીકરો અને દીકરી હતાં; દીકરાનું નામ જશરાજ અને દીકરીનું નામ સરસ્વતી હતું; ધનકોરનું ઘર કુળવાનમાં ગણાતું હતું, માટે નાની ઉમ્મરમાંજ છોકરાના વેવીશાળનાં માગા આવતાં, તેથી નવ વરસની ઉમ્મરે છોકરા-ને પાસેના ગામમાં સુશીલા નામની કન્યા સાથે પરણાવ્યો. સુશીલાની ઉમ્મર પણ તે વખતે નવ વરસની હતી ૩–૪ વરસ વિત્યા પછી સુશીલા ૧૨–૧૩ વરસની થઈ એટલે સાસરે આવી તેનુ હાડપિંજર જરા મોટુ હતુ અને જશ-રાજનુ કાઠુ કાવલું અને નાજુક હોવાથી છેક બાળક જેવો જણાતો આથી તે ખરેખરૂ કજોડુ જણાતુ હતુ ધનકોર કદાવર વહુને જોઈ વારવાર મનમા બળ્યા કરતી, અને જાણે આ ભૂલ વહુનીજ હોય તેમ વારવાર તેનાપર દાંતીઆ કરી તેનો તિરસ્કાર કરવામાં બાકી રાખતી નહિ બિચારી સુશીલા તે ખરેખર સુશીલાજ હતી. સ્વભાવે બહુ નરમ અને બહુ કહ્યાગરી હતી કામકાજમાં તે એકકો હતી રસોઈ ઉત્તમ કરી શકતી, અને કરકસર કેમ કરવી તે સારી રીતે સમજતી.

તેણે નાનપણમા રીતસર કેળવણી લીધેલી હતી શીવવાની, ગુથવાની અને ભરવાની શક્તિ તેનામા કુદરતી હતી પણ આ બધા શુભ લક્ષણોનો ડોશીના મ્હો આગળ કઇજ હિસાબ નહોતો સવારથી સાંજ લગી તે તેની પાસે ગદ્ધા વૈતરૂં કરાવતી, અને તેમ છતા પણ ઉપરથી ડોશી ગાળોનો વરસાદ વરસાવતી તે તો જુદો આ રીતે બિચારી સુશિલાના દુ:ખનો આરો નહોતો, ડોશી તેને ઘરબહાર નીકળવા દે નહિ ન છૂટકે પાણી ભરવા જવા દે, ત્યારે પણ નાની નણદીને તેની સાથે મોકલે, કે રખેને વહુ ઘરની વાત બહાર કરે આડોશી પાડોશી સાથે પણ વાત કરવા કે ઉભી રહેવા દે નહિ ડોશી પોતે તો સવારના પહોરમા દાતણનો ડોચો હાથમા લઈ મહોલ્લા વચ્ચે બેસી ગામ ગપાષ્ટકના તડાકા મારે, પણ દીકરાની વહુને એવી નજરકેદમા રાખે કે જરાએ ચસકી શકે નહિ. સુશિલા બિચારી શુ કરે ? પીયરમા સાવકી મા, અને સાસરમા સ્વામી નાનો આથી ડોશી તથા નણદના મહેણાં ટુણા સાભળી વહુનુ તો માથુ ખવાઈ કાણું થઇ જતુ. ડોશીનો સ્વભાવ જન્મથીજ નઠારો નહોતો. પણ તેની સાસુ જે રીતે તેની સાથે વર્તેલાં, તે રીત તેણે ગૃહણ કરી લીધી

હતી, અને પોતાના દીકરા તથા વહુ ઉપર પણ આ દુષ્ટ રૂઢીની છાપ પ્રત્યક્ષ રીતે પાડતી હતી. સુશિલા બિચારી બહુ અકળાતી પણ વળી ખામોશ ખાઇ જતી, અને વિચારતી કે કાલે સ્વામી મોટો થશે, અથવા તો ડોશી મરશે, એટલે મને સુખ મળશે આમ કરતા કરતાં દુખે પાપે ચાર પાચ વરસ વીત્યા એટલે જશરાજ કંઈક ઉમ્મર લાયક થયો સુશિલાએ હવે તેનો પ્રેમ મેળવવાનો પ્રયત્ન આરંભ્યો એક દિવસ છોકરો વહુ મેડે હસે છે, એવો ડોશીને આભાસ થતાં, દીકરીને મેડે જોવા મોકલી. તેણે પણ મરચુ મીઠુ ભભરાવી ડોશીને ઉશ્કેરવામા બાકી રાખી નહિ, કેમકે છોડીને પણ આવા નઠારા સસ્કારો મૂળથીજ પડવા લાગ્યા હતા પછી ડોશીએ વિચાર્યું કે "રડયો છોકરો વહુનો થઈ જશે"*. તો ભોગ મળશે ઘરડા કાઈ ગાડા નહોતાં. મારી સાસુ મને ખડાને ખડા રાખતા એનુ નામ તે ઘર ચલાવવાની ચતુરાઈ !! હુ પણ ખરી કે કાલથી એને પાસરી નેતર જેવી કરી નાખુ !! આવા આવા વિચાર કરી બીજે

---

*બધુઓ ! છોકરો વહુનો થઇ જાય એમા ખોટુ શું ! એ બનેનો સસાર સુખમા ચાલે તે જોઈ સહન ન કરી શકનાર માબાપે પોતાના છોકરાને પરણાવવો નહિ, એ ઉત્તમ વાત છે.

દિવસથી ડોસીએ પોતાની ચતુરાઇ અજમાવવા માડી વહુને મોટે પરોઢીએ જગાડે અને પોતે તથા છોકરી તણખલુ તોડી બે કકડા કરે નહિ દળાવુ, વાસીદા વાળવા, પાણી ભરવુ, બને વખતનુ રાધવુ તથા વાસણ માજવા અને કપડા ધોવા વગેરે તમામ કામ વહુ પાસે કરાવે, અને રાતે ડાગર ખડાવે કે જેથી કોઇ પણ પ્રકારે તે રાતના બાર વાગતા સુધી સુવા પામે નહિ સુશીલા બિચારી થાકી પાકી ઉઘી નઉઘી સાડા ત્રણ વાગતાનો અમલ થતા ડોસી તેને જગાડવા માટે કડવા અને તિખા વાગ્બાણનો વરસાદ વહુના ઉપર પ્રભાતિયા દાખલ વરસાવવા માડે આવી રીતની મનની તથા તનની પીડાથી તેનુ શરીર શોપાઈને અડધુ થઇ ગયુ એવામા વળી એક દિવસ જશરાજ સુશિલાને માટે બે ત્રણ રૂપિયાની કિમતના વીટલા લાવ્યો તે જોતાજ ડોશીની આંખમાં અગ્નિ વરસવા લાગ્યો અને ડોશીની આખમા રાઈ રોરાવાથી તેનો મિજાજ છેક છાપરે જઈ બેઠો, અને તેનુ ભેજું ચસકી ગયુ હોય તેમ તરતજ ‘ચુક ચુક’ એવી બુમ પાડી ડોશીએ ખાટલો ઢાળ્યો અને એટલા બધા ઢોંગ કરવા માંડયા કે આખા ઘરના માણસો હાફલા ફાંફલા બની ગયાં બિચારી

સુશિલાના તે ઘડીથી ભોગ ફરી વળ્યાં ચાર દિવસ લગી ડોશીની આ રોગી ચુક પહોચી અને એ દરમ્યાન રાતને દિવસ સુશિલાને પગ વાળી બેસવા દીધી નહિ આખી રાતમા તે બિચારી બે ત્રણ કલાક સુવા પામતી અને તેમ છતાં પણ ડોશીને ઘડી ઘડીમા વાધા વચકા પડી જાય અને વારવાર મ્હોડા મરડે તેથી સુશિલાનુ શેર લોહી સુકાઈ જતુ પરિણામે તે બાપડીને કકડીને તાવ આવ્યો ત્યારેજ ડોશીની ચુક મટી સુશિલાનો તાવ મટયો કે તરતજ ડોશીએ ઘર રીપેર કરવા ચુનો મગાવ્યો વહુ જરા કામથી પરવારે કે તરતજ વહુના હાથમા મોટો ધોકો આપી ડોશી તેની પાસે તે ઝુડાવ ઝુડાવ કરાવે આ ચુનો ડોશીએ પાછલા ભાગમાં નખાવ્યો હતો, કેમકે તે વહુ પાસે છાનોમાનો ઝુડાવી શકાય, અને કોઈ આડોશી પાડોશી જોઇ શકે નહિ આમ કરતા ડોશીની એનની દીકરી નર્મદા કે જેને ગામમા પરણાવી હતી, તે માંદી પડી સુશિલા બિચારી વધારાની હતી તેથી તેની ચાકરી કરવાની ફરજ પણ તેનેજ માથે આવી પડી પોતાના ઘરનું કામ ઝટપટ પતાવી તેને દરરોજ નર્મદાને ઘેર જવુ પડતુ, અને ત્યાંનું પણ તમામ કામ તેને કરવુ પડતુ બિચારી

સુશિલાની સ્થિતિ એક મજુર કરતા પણ ભુંડી થઈ પડી હતી, અને તેમ છતા પણ જશને માથે તો જુતીઆજ પડતાં ક્વચિત્ ક્વચિત્ જશરાજ વહુનો પક્ષ પકડી બોલવા જતો ત્યારે ડોશી તેનાપર વાઘની પેઠે ધુરકીયા કરતી અને કહેતી કે 'બેસ, બેસ, રડયા બાયલા ! ! હજી ઉઠીને ઉભો તો થયો નથી, તે પહેલા રાડનો પક્ષ શેનો પકડે છે ? રડયા, નમાળા ! તારા કરતા પેટે પત્થર પડયો હોત તો ધોબીને ધોવાના કામમા આવત રાડનો વાક તો નજરેજ આવતો નથી ચઢાવ, ચઢાવ, રાડને છાપરે ચઢાવ ! રાંડ ડીલ દગડી કોણ જાણે કયાથી મળી છે ? કામને એ છોડે નહિ અને કામ એને છોડે નહિ કામ કઈ કરતી નથી અને બધા ઘરનાને આંખે ચઢાવે છે ”

એક દિવસ સુશિલા તળાવ ઉપર ધોવા ગએલી, ત્યા ડોશીનો એક જુનો ઘાઘરો ખોઇ આવી આ વાત જણાતા ડોશી તથા નાની નણદીએ ભાડી ભાડીને ભાત પાડી બિચારી સુશિલાને એટલુ બધુ માઠુ લાગ્યુ કે રાત્રે વાળુ પણ ન કર્યું આ રીતે સુશિલાના દુ ખની સીમા ન હતી જુવાન છતાં

શરીર ઉપર માત્ર હાડકાને ચામડાં રહ્યા હતાં, પણ એવામાં ડોશી માદી પડી ને એકાએક ગુજરી ગઈ, તેથી સુશિલા સુખી થઇ

બધુઓ ! આપણા સસારમા સ્ત્રી વર્ગની કેવી અવદશા છે તે તમે સુશિલાના દૃષ્ટાતથી જોયુ હશે કોઇને એક રીતનુ દુ ખ હોય છે, તો કોઇને બીજી રીતનુ સપૂર્ણ સુખી તો કોઈ ભાગ્યેજ હોય છે

બધુઓ ! આ વાતથી કદાચ તમારા મનમા એવો વિચાર આવશે, કે અત્યાર લગી તો તમે સ્ત્રી વર્ગના સદ્‌ગુણોના વખાણ કરતા હતા, ત્યારે આ વાતમા ધનકોર સ્ત્રી છતા તેની વર્તણુક કેમ આવી હતી ? જવાબમા હુ તમને એટલુજ જણાવીશ કે ધનકોરનો કુદરતી સ્વભાવ તો સારો હતો પણ આપણા સસાર વ્યવહારના દુષ્ટ સજોગોએ એનુ મસ્તક ભમાવી મૂકયુ હતુ અને એના મગજમા દુષ્ટ છાપ પાડી હતી અને તેની અસરને લીધેજ તે તમને દુષ્ટ લાગી જો તે સારા સજોગોમા ઉછરી હોત તો જે સારા ગુણો કુદરતથી તેને મળેલા હતા, તે જરૂર ખીલી નીકળત, અને તમે તેને

એક ઉત્તમ સ્ત્રી તરીકે જોઈ હોત અરે! આપણા વ્યવહારમાં સ્ત્રી વર્ગને ઉચ્ચ સ્થિતિમા લાવવાને કઈ પણ પ્રયત્નો થતા નથી એ ઘણુ દીલગીર થવા જોગ છે હવે હુ તમને આ વિષયના સબધમા એક બીજુ ઉદાહરણ આપુ છુ એક દિવસ હુ સરોવરપર ગયો હતો ત્યા એક ધોબી તથા ધોબણ ધોતા હતા ધોબી વારવાર હુક્કો ગગડાવતો, લોકો જોડે તડાકા મારતો તથા કસુબો કાઢી પીતો હતો, અને માત્ર નામનુજ કામ કરતો હતો, અને સ્ત્રી પાસે સખત મજુરી કરાવતો હતો ધોઈ રહીને જ્યારે ઘેર જવાનુ થયુ ત્યારે ધોબીએ બૈરીને માથે લુગડાનો મોટો ગાસડો ચઢાવ્યો, અને બગલમા છોકરૂ આપ્યુ તથા બીજા હાથમા એક વાસણ આપી ઘર તરફ વિદાય કરી પછી પોતે હાથમા હુક્કો લઇ પોઠીઆ પર સ્વારી કરી સહેલ કરતો કરતો ઘર તરફ ચાલ્યો . બધુઓ! આ શુ દર્શાવે છે? આપણા મગજમા એવી સજ્જડ છાપ છપાએલી છે કે સ્ત્રી જાતિ હલકી છે અને ગુલામગીરી કરવાને સરજાએલી છે પણ ખાત્રી રાખજો કે જ્યા સુધી આ છાપ ભુસાઇ નહિ જાય ત્યા સુધી આપણો અભ્યુદય થવાનો નથી હવે વળી કાલે આગળ વાત કરીશું

# પ્રકરણ ૧૦ મું.

## છોકરાઓની ભવિષ્યની જીંદગી.

હવે અત્યારે આપણે તમારા છોકરાં સામુ જોઇએ આજે સાત દિવસથી હુ આ ગામમા આવ્યો છુ ત્યારથી જોઉ છુ કે ભણવાલાયકની ઉમ્મરના તમારા બાળકો ભણતા નથી; પરતુ આમતેમ રઝળવામા દિવસ વ્યતિત કરે છે બહુ થાય તો વળી તમારા કામમા સહેજ સહાજ નજીવી મદદ કરતા હશે તમે નહિ ભણ્યા તોપણ તમારો જમાનો જરાક ઠીક ગયો છે પણ આ જમાનો એવો છે કે માણસને ખાધાપીધા વગર ચાલે તોજ થોડી ઘણી વિદ્યા વગર ચાલે શુ તમે તેઓને તમારા કરતા પણ નઠારી સ્થિતિએ મુકી જવા ઇચ્છો છો ? કોઇપણ માતપિતાની એવી ઇચ્છા હોય એ અશકય છે, દરેકને પોતાના બાળકોને ચઢતી સ્થિતિમા જોવાની ઇચ્છા છેજ પરતુ તે ઇચ્છા ફળીભુત કરવાને પ્રયત્નનોજ વાધો છે તમારાં બાળકોને માટે પ્રયત્ન કરવો એ તમારી મહાન્ ફરજ છે તે ફરજ તમારે કેવી રીતે કરવી તે તમને ખબર નહિ હશે ચાલો જરાક એ બાબતપર વિવેચન કરીએ

પહેલા તો તમારા ગામમા એક નિશાળ જોઇએ તેને માટે સરકારના અધિકારીઓને મળી તમારી જરૂરીઆતો તેમને સમજાવવી જોઇએ, અને પછી એક નિશાળ ઉઘડાવવા વિનતી કરવી આજીજી કરવા છતા સરકાર શાળા ન ઉઘાડે તો તમારે ગામમા ઉઘરાણુ કરી એક સારી રકમ ભેગી કરીને એક નિશાળ ઉઘાડવી તેને સરકાર સારી મદદ કરશે આ પ્રમાણે થવાથી તમારા બાળકો પુરેપુરૂ ગુજરાતી ભણશે. અને પછી અગ્રેજી અભ્યાસ માટે નજીકના શહેરમા મોકલવા. ત્યા તેઓના શાળાના માસ્તર મારફત સારી દેખરેખ રાખવી કે તેઓ દુર્ગુણમા પડી દુર્ગુણી બને નહિ પણ ઉત્તમ અભ્યાસ કરે મારી ખાત્રી છે કે આ પ્રમાણે કરવાને માટે તમે પૈસાની બુમ પાડશો કે ગામમા ઉઘરાણુ કરવુ કયાથી અને શહેરમા છોકરાઓ રાખી ભણાવવા જેટલા પૈસા લાવવા કયાથી ? આ માટે એક હુ ઉત્તમ માર્ગ બતલાવુ.

તમારા ગામમા ફક્ત તમારા લોકનીજ વસ્તી છે તેમાં તમારા રીતરીવાજો પ્રમાણે દર વર્ષે કેટલી ન્યાતો જમે છે ? મને ખબર મળી છે કે દર વર્ષે ઓછામા ઓછી વીસ ન્યાત જમે છે વારૂ તે વીસ ન્યાતો જમાડવા ખાતર એક દર ખર્ચે

કેટલો થતો હશે ? ઓછામા ઓછા મારા ધારવા પ્રમાણે ત્રણ હજાર રૂપિયા થતા હશે એ રૂપિઆ ખર્ચવાથી, ન્યાતો જમાડવાથી તમને ફાયદો શુ ? કાઇજ નહિ. એક વખતનું તમે જો તમારે ઘેર પોતાનુજ ખાઓ તો તેનાં બહુ તો આખા વર્ષના રૂપિઆ ૫૦૦ થતા હશે; પણ બધા પોતાને ઘેર ખાય એટલે કોઇને ભારે પડે નહિ. કારણ કે આખા વર્ષનાં ખાવાના ખર્ચમા અને વીસ દિવસ ઓછા ખાવાના ખર્ચમા કાંઈ જોવા જેવો ફેર પડતો નથી ત્યારે એ જમણવારો બધ કરી ત્રણ હજાર રૂપિઆમાથી છોકરાને ભણાવવામાં ખર્ચો તો કેટલો ફાયદો થાય ? તમારા છોકરાઓ પશુમાથી ટળી માણસમા આવશે અને તેઓની જીદગી સુધરી જશે. આ ત્રણ હજાર રૂપિઆમાથી ઓછામા ઓછા પચીસ છોકરાઓ અગ્રેજી ભણી શકશે અને તમારૂ આ ફડ કોઈ પણ દિવસ ઘટવાનું નથી કારણ કે એ રૂપિઆ તો દર વર્ષે ચાલુ જ રહેવાના. બધાજ છોકરાઓને જો તમે એકજ ઠેકાણે ભણવા મુકો તો તેમનાપર દેખરેખ રાખવાને પણ તમારો બોજો જતો રહે એવા પ્રકારની ગોઠવણ કરવી જોઇએ. ત્યાં તેમનાપર દેખરેખ રાખવા તમારામાથી એક બે વૃદ્ધ માણસો

જેઓનો તમારે તમારા કામમા વધારે ખપ પડતો નહોય તેમને ત્યા રાખવા અને તે લોકો શાળાના શિક્ષકની સાથે રહી દેખરેખ રાખી શકશે તમારે પણ અવારનવાર ત્યા જઈ તપાસ રાખ્યા કરવા જોઇએ આ રસ્તો પકડશો તો પૈસા વિષેની તમારી ભુમો રહેશે નહિ અને છોકરાઓનો ભવ સુધરી જશે એટલે તેમનો સમય આવશે ત્યારે પોતાની ફરજ બરોબર બજાવી શકશે વળી તેઓને તમારે ત્યા હોય તેટલો વખત નહાનપણામા તમારા ઘરોમા ઉત્તમ કેળવણી મળવી જોઇએ કે જેથી તેઓ અતડા, અભિમાની, દુર્ગુણી, વ્યસની, ક્રોધી, કકાસી, આળસુ અને વહેમી ન થાય તેમનામા તે અવગુણો પ્રવેશ કરે નહિ માટે તમારામા જો એ અવગુણો હોય તો તરતજ દુર કરજો વળી બીજી એક ખાસ અગત્યની વાત એ છે કે તેમની પચ્ચીસ વર્ષની ઉમ્મર થતા સુધી તેમને પરણાવવા નહિ, એવો ન્યાતમા બદોબસ્ત કરવો જોઇએ અને પરણાવતી વખતે પણ વર કરતા કન્યા ઓછામા ઓછી પાચ છ વર્ષે નાહાની હોવી જોઇએ વહેલા પરણાવવાથી તેમને વહેલી ચિતા પેદા થાય છે અને મનની શક્તિ ખિન્ન થાય છે તેથી ભવિષ્યમાં દુખી થાય છે વળી એથી દિવસે

દિવસે તેમની પ્રજા પણ નિર્માલ્ય થઇ જાય છે તમે કદાચ એમ કહેશો કે મોડા લગ્ન થવાથી તેઓ ખોટે રસ્તે દોરવાઇ જાય છે પણ આવી રીતના વિચાર કરીને તમારા બાળકો ઉપરજ તમે કલંક મુકો છો તેમને ઉત્તમ કેળવણી મળશે અને બરોબર દેખરેખ રહેશે તો તેઓ ખોટે રસ્તે દોરવાવ-વાનો બિલકુલ સંભવ નથી દરેક ભોગ્ય પદાર્થનો એવો નિયમ છે કે જ્યા સુધી તે ભોગ્ય પદાર્થના ગ્રાહક બન્યા નથી, જ્યાં સુધી તે ગ્રહણ કર્યા નથી, ત્યાં સુધી તે ભોગ્ય પદાર્થ ભોગવવાની સ્વપ્ને પણ ઇચ્છા થતી નથી, પણ જો એક વખત દર્શન, સ્મરણ, સ્પર્શન અને ગ્રહણ એ ચાર પૈકી એક પણ પગથીએ ચઢયા તો પછી મનુષ્યની અમુલ્ય જીંદગીની પાયમાલી થાય છે, તથા તે ભોગ્ય પદાર્થનો વ્યસની બની તેનો ગુલામ થઈ જાય છે, માટે હરકોઈ ભોગ્ય પદાર્થ કે ઇન્દ્રિયાર્થ વિષયો નાના બાળકમાં પ્રવેશ કરવા પામે નહિ તે બાબતની સાવચેતી રાખવી એ દરેક માબાપ કે વડીલોની ફરજ છે. વખતે તમે એમ કહેશો કે અમારે તો ખેતીવાડીનો ધંધો છે, અને અમારી પાસે જમીન એટલી બધી છે કે અમારા છોકરાઓ અમારા પછી ખેતી કરશે તો બહુ છે એટલે

એમને કાઇ નોકરી કરવા જવાનો વખત આવવાનો નથી, તેથી વધારે ભણીને એમને શુ કામ છે? મ્હારે તમને કહેવુ જોઇએ કે સાધારણ રીતે જે જનવર્ગમા આવી માન્યતા છે એ તદ્દન ભુલભરેલી છે ભણવુ એ કાઈ નોકરી માટેજ નથી ભણ્યા એટલે તો નોકરી જોઇએજ અને બીજો કાઇ ધધો ન થાય એવો કાઈ નિયમ નથી ભણવુ તે તો માત્ર બુદ્ધીના વધારા માટે છે તમે સઘળા ભણ્યા વગરના ખેતી કરો છો તે જુઓ અને ભણીને યુરોપ, અમેરિકા, અને જાપાન વીગેરેના લોકો ખેતી કરે છે તે જુઓ તમે પરાપૂર્વના ખેડુતો છો તોપણ તમારા કરતા તેઓ ઘણી સારી ખેતી કરે છે. તમારે ત્યા એકાદ ચોમાસુ નિષ્ફળ નિવડે અથવા એકાદ વરસાદની તાણ હોય તો તમે તરતજ નુકસાનમા આવી જાઓ છો? તે લોકોને તેમ થતુ નથી તમે અહી એક વા ઘા જમીનમાથી જેટલો પાક લો છો તેના કરતા તેઓ તેટલીજ જમીનમાંથી બમણો પાક લે છે તમારી જમીનમા અમુક ચીજો પાકે છે એમ ધારી દર વર્ષે તમે તેજ ચીજો પકવ્યા કરો છો અને જમીનનો કસ ઓછો કરતાં જાઓ છો, તે લોકો દરેક જુદીજુદી જમીનો ઉપર દરેક જુદી જુદી જાતના પાકના અખતરા કર્યા કરે છે;

અને અનેક ઉપાયોથી જમીનને કસ કાયમ રાખે છે પહેલા ગુજરાતમા ભરૂચને અને સુરતને કપાસ સારો કહેવાતો પણ હવે તેમ નથી, હવે તો આખી દુનિયાના બજારમાં ઇજીપ્તના અને અમેરિકાના કપાસે તેની જગા લીધી છે તમારાં કરતા આયર્લાંડના બટાકા ઘણા ઉત્તમ છે, આ બધાનુ કારણ શુ ! કારણમા એટલુજ કે તમે ભણ્યા વગર પરાપૂર્વથી આવેલી એકજ રીતે ચાલી તે પ્રમાણે ખેતી કરો છો, તે લોકો મે ઉપર કહ્યુ તેમ હરહમેશ અનેક પ્રકારના સુધારા વધારા કરતા જાય છે, માટે મહેરબાનો ! હવે જાગો અને કાઇક પ્રયત્ન કરો કદાચ તમારી જીદગી તો આવીજ જશે પણ તમારા પરિવારની જીદગાની સુધારવાના પ્રયત્નો આદરો

ચાલો ત્યારે હવે આપણે કાલે વળી બીજો વિષય લઇ વાતચિત કરીશું



# પ્રકરણ ૧૧ મું



## છોકરીઓની કેળવણી.

ગઈ કાલે, આપણે છોકરાઓની કેળવણી વિશે વાત કરી હતી. હવે આજે આપણે છોકરીઓની કેળવણી વિષે થોડીક વાત કરીશુ છોકરીઓને કેળવવાની પણ ખાસ અગત્યતા છે, કારણ કે છોકરાઓને કેળવ્યા હશે અને છોકરીઓને કેળવેલી નહિ હશે તો સસારમા તેઓના કજોડા થશે એટલુજ નહિ પણ અર્ધદગ્ધ સસાર ગણાશે અને અતે તેઓ સુખી સસાર ગુજારી શકવાનાજ નહિ કજોડા કાંઈ ફક્ત ઉમ્મરની બાબતમાંજ થતા નથી પણ તે રૂપગુણ અને સ્વભાવ વગેરેના પણ હોય છે કોઇ વખત એવુ પણ બને છે કે ધણી કરતા ધણીઆણી રૂપમા અથવા ગુણમા અથવા સ્વભાવમાં ઘણી ચઢીઆતી હોય છે આવા પ્રસગે એમ બને છે કે ધણીઆણી આગળ ધણીનુ સારૂ માન પડતુ નથી અને પરિણામે વાત બગડે છે તેથી બને દુ.ખી થાય છે જો ધણીઆણી ગુણમાં ચઢતી હશે તો તેના તરફથી કાંઈ પણ વાધો પડશે

નહિ; પણ ધણી પોતે મૂર્ખ હોવાથી તેની રીતભાત તેને ગમશે નહિ, તેથી પોતાની ધર્મપત્નીને તે કનડયા કરશે અને અ તે બ નેમાં સ પ રહેશે નહિ ઘણી વખત એવુ બને છે કે ધણીઆણી કરતાં ધણી એ બાબતમાં ચઢતો હોય છે એવે પ્રસ ગે ધણીને તે ધણીઆણી ગમતી નથી તેથી તેની સાથે રોજ ક કાસ થયા કરે છે, અને પરિણામે બ ને દુ ખી થાય છે છોકરાં અને છોકરી બ નેને કેળવશો તોજ તેઓનો સ સાર સુખી નિવડશે આગળ જતાં તેમની પ્રજા પણ એમ કરશે, તેથી દેશને પણ મોટો લાભ થશે જેમ કોઈ પક્ષીની બે પાંખમાથી એક નબળી પડી ગયેલી હશે, તો તેની બીજી પાંખ પણ નકામી થઇ પડશે. અને તેથી તેનાથી ઉચે ઉડી શકાશે નહિ તેમજ સ સાર રૂપી પક્ષીની સ્ત્રી રૂપે પાખ જો નબળી હશે તો પુરૂપ રૂપી તેની બીજી પાખ ગમે તેટલી મજબુત હશે તોપણ તે કાંઈ ઉપયોગી નથી, માટેજ તમારા છોકરાઓની સાથે તમારી છોકરીને પણ કેળવણી આપવા પ્રયત્ન કરો, અને તેમને સુખી કરવાનુ મોટામા મોટુ પુન્યનુ કામ આર ભો તમે કદાચ કહેશો કે છોકરાઓની કેળવણી માટે તો પૈસાનો માર્ગ જડયો, પણ છોકરીઓને કેળવવાને પૈસા કયાથી લાવવા ?

આને માટે રસ્તો માત્ર એકજ છે અને તેને માટે તમારી પ્રજા ખાતર મન જરાક ઉદાર કરો તો તરત જડશે ગામમા તમારા લોકો પાસે ૮૦૦૦ વીઘા જમીન છે હવે દરેક વીઘે ફક્ત બબે આના દર વર્ષે તમે કાઢો તો દર વર્ષે એક હજાર રૂપિયા થાય તે કાંઈ ઓછા નથી કેળવણીનો વિષય એવો છે કે તેની પાછળ પચીસ હજાર રૂપિયા પણ ખર્ચી શકો પણ હાલ તો તમારે શરૂઆત કરવાની છે અને તેથી સાધારણ સસારને ઉપયોગી કેળવણી આપવાને એક હજાર રૂપિઆ બસ થશે છોકરાઓની માફક છોકરીઓને પણ ફક્ત નોકરી માટેજ ભણાવવાની નથી, પણ એથી તેમનો સસાર સુધરશે અને તેઓની કેળવણીનો લાભ તેઓ માતપિતા થયા પછી પોતાના છોકરાઓને આપે અને તેથી પદર વીસ વર્ષમા આખી ન્યાત સુધરી સારી સ્થિતિમા આવે એટલા માટેજ, છોકરીઓને કેળવણી આપવાની અગત્યતા છે કેળવણીનો અર્થ ફક્ત લખતા વાચતા આવડ્યુ અથવા ભણ્યુ એટલોજ થતો નથી. પણ ઘર સબધી પોતાના બાળકોને કેળવવા સબધી અને છોકરાની માવજત કરવા બાબતનુ વગેરે અનેક રીતે સસારને ઉપયોગી દરેક ચીજનુ જ્ઞાન, તેનુ નામજ

ખરી કેળવણી છે વિચાર કરો કે તમારી છોકરીઓના શીરપર કેટલી બધી જવાબદારી છે હાલતો તેઓ નિર્દોષ રીતે રમ્યા કરે છે, અથવા ફર્યા હર્યા કરે છે અને તેમની મા ( જેઓ તેને કેળવવાને અશક્ત છે તેમને પગલે પગલે ચાલતા શીખે છે ) કરે છે તે પ્રમાણે કરે છે, પણ તેમ કાંઈ આખો વખત રહેવાતુ નથી તેઓ મોટી ઉમ્મરની થશે, ત્યારે તેમને માથે દુનિયાની બધી જોખમદારી અને જવાબદારી આવી પડશે તે ઉઠાવવાને તેઓને શક્તીવાન કરવાને અત્યારથીજ તમારે તેમને તૈયાર કરવી જોઇએ સ સારની ઉન્નતિનો બધો આધારજ સ્ત્રી જાતિ કે જેને તમે હાલ ધિક્કારો છો તેમના પરજ છે જો સ્ત્રીઓને તમે ઉ ચા પ્રકારની કેળવણી આપશો તોજ તેઓ પોતાની ફરજ સારી રીતે બજાવી શકશે; તેઓ પોતાના બાળકોને ઉત્તમ રત્ન બનાવી શકશે, અને પોતાના સ્નેહી સ બ ધીને હાલની માફક દુ ખકર્તા થઈ નહી પડશે, પર તુ ઉલટી સુખ શાતિનુ સાધન થઈ પડશે. બાળકો નહાનપણમા બાપ કરતા પોતાની મા પાસે વધારે વખત રહે છે, તેથીજ બાળકોના ભવિષ્યનો ઘણો આધાર તેની માતા ઉપરજ છે, માટે તેને કેળવવાની વધારે

અગત્યતા છે સ્ત્રીઓમા કાંઇ તમારે નવા ગુણો મુકવાના નથી, ઘણા ગુણો તો તેમનામા સ્વાભાવિકજ છે, પણ ફકત કરવાનું એટલુજ કે તે ગુણોને તમારે ખીલવવાના છે હીરામા સ્વાભાવિક તેજ હોય છે, પણ જયા સુધી પહેલ પાડ્યા નથી ત્યા સુધી તેની કિમ્મત ઘણીજ ઓછી હોય છે તેજ પ્રમાણે સ્ત્રીઓને કેળવવાથી તેમના મનની શકિત ઘણીજ વધે છે અને તેઓ અનેક રીતે ઉપયોગી થાય છે નિચેના વાકયો એક વિદ્વાન સ્ત્રીના મુખમાથી નિકળ્યા છે તે યથાર્થ છે,—

" જે સ્ત્રી બધી રીતે નિપુણ અને ઉચા પ્રકારે કેળવાયલી હશે, તેના સગા વહાલાઓની તેના ઘરમા પગ મુકતાજ સઘળી ચિતા દુર થશે કોઈ ગમે તેવુ ગરીબ ઘર હોય પણ તેમા સદ્ગુણી કરકસરવાળી હસમુખી અને સુઘડ સ્ત્રીનુ રાજય હોય તો તે સદ્ગુણનુ, સુખનુ અને નિરાતનુ સ્થાન થઈ પડશે. એવું ઘર આનદદાયક અને સ્મરણ રાખવા યોગ્ય સ્થળ છે. ગૃહસસારમા દરેક ઉમદા સબધનું સ્વરૂપ ત્યા સિદ્ધ થાય છે." ગૃહરાજયમા સ્ત્રીઓ જે સત્તા ચલાવે છે, તેના ઉપરજ આખા સસારના સુખ દુખનો આધાર રહ્યો છે. માટે તેઓ ખોટી સત્તા નહિ ચલાવે તે સારૂ તેઓને કેળ-

વવાની ખાસ અગત્યતા છે જે કામ એકલા પુરૂષોજ કરે છે તે કામ જો સ્ત્રી અને પુરૂપ બને મળી કરતા હોય તો તે ઘણુજ સારૂ થાય ઇશ્વરે પણ સ્ત્રી અને પુરૂપ બનેનુ જોડુજ બનાવેલુ છે માટે એકલા પુરૂપથી અથવા એકલી સ્ત્રીથી કોઇ પણ કામ સારૂ થતુ નથી સસારરૂપી એકજ ગાડીનાં સ્ત્રીપુરૂપ બે પૈડા છે અને તેઓ બને સાથેજ ફરશે તોજ તે ગાડી સીધી ચાલશે માટે તેને તમારી સાથે (એટલે કેળવાયલા પુરૂષોની સાથે) ચલાવવાને માટે યોગ્ય કેળવણી આપી ઘરહિત, ન્યાતહિત, અને આખરે દેશહિતનું કાર્ય કરવા લાયક બનાવો નેપોલીયન બોનાપાર્ટ જેવો એક વીર જેણે પોતાના બળથી આખી દુનિયાને ધ્રુજાવી મુકી હતી, તે પણ કહી ગયો છે કે "દેશને આબાદીમા લાવવા માગતા હો તો સ્ત્રીઓને કેળવણી આપો" આ સિવાય પણ ઘણા બીજા પડિતોનો મત એવોજ છે કે કોઈ પણ દેશની અથવા જાતની ચઢતી યા પડતીનો સઘળો આધાર તે દેશની સ્ત્રીઓની કેળવણી પરજ છે.

આટલા દિવસથી હું કહું છું તેમાં મે જોયુ કે તમે તથા તમારી સ્ત્રીઓ, તથા છોકરાઓને માટે જેટલી કાળજી રાખો છો

તેટલી કાળજી છોકરીનેઓ માટે રાખતા નથી તેને ક્ષણે ક્ષણે રાડ રાડ કહીને બોલાવો છો અને કોઇની સાથે છોકરીને માટે પણ રાડ વગેરે શબ્દ વાપરો છો છોકરો માદો પડયો હોય તો તેને માટે અનેક ઉપાયો કરો છો, પણ જો છોકરી માદી પડી હોય તો ફક્ત નામનાજ ઉપાયો કરો છો, અને કોઈ કાઇક ઉપાય કરવાની સલાહ આપે છે તો કહો છો કે છોકરીની જાત છે એટલે કાઈ મરવાની નથી આવા આવા અનેક પક્ષપાતો તમે બતાવો છો, તથા છોકરા અને છોકરી વચ્ચે ઘણાજ ભિન્નભાવ રાખો છો વળી મોટામા મોટી એક વાત મે એ જોઈ કે જ્યારે છોકરાનો જન્મ થાય ત્યારે આખા ઘરમા આનદ વર્તાય છે પણ જો છોકરીનો જન્મ થાય છે તો બધા દીલગીર થાય છે અને કોઈ તો રડે છે પણ ખરા આવે સમયે એ લોકો ભૂલી જાય છે કે સસાર ચલાવવામાં જેટલો પુરૂષનો ખપ છે તેટલોજ સ્ત્રીઓનો પણ છે તેથી સ્ત્રી પુરૂષની વસ્તી લગભગ સરખાજ રહેવી જોઇએ કુદરતી આ નિયમના આધારે કોઇ ઠેકાણે છોકરો તો કોઇ જગ્યોએ છોકરી અવતરે છે, તેમા રાજી અથવા દીલગીર થવા જેવું કાઈજ નથી બન્ને મોટા થઇ જે પ્રમાણે કેળવશો તે પ્રમાણે

પોતપોતાની ફરજ બજાવશે, અને જ્યારે સંસારમાં બંનેનો સરખોજ ખપ છે તો પછી બેમા ન્યુનાધિક કોણ કહેવાય? આ બધો ભિન્નભાવ અને પક્ષપાત શાને લીધે છે! ફક્ત યોગ્ય કેળવણીના અભાવને લીધેજ એ સઘળુ છે માટેજ છોકરાઓ અને છોકરીઓ બંનેને કેળવવા જોઇએ કે તેઓ સુખી થઈ પોતાની પ્રજાને પણ સુખી કરે

આખરે આશા છે કે ભારત ભૂમીના શણગારરૂપ રમણીય રામાઓને શુદ્ધ જ્ઞાનથી અને જળહળતી જ્યોતિના અખંડ તેજથી પુન એકવાર અજવાળી નાખવાની તમને બધાને તે મહાન્ કૃપાળુ શુભ મતિ આપે એટલીજ વિનંતી સાથે આજની વાત બંધ કરીશુ

## પ્રકરણ ૧૨ મું.



### છેવટ.

આજ સુધી આપના આટલા બધા દિવસ લીધા છે તો સહેજ અડધો કલાક વધારે લેવો યોગ્ય ધારી આ વિષયને લગતી છેવટ ઉપસંહાર રૂપ એક અનુભવી વિદ્વાન કવિની કવિતા બોલવા ધારૂ છુ તે આપ સાંભળશો * : *

૭૪

# દમ્પતીનો સ્નેહ–દમ્પતીનો સ્ફુટાર્થ–દમ્પતીનું રહસ્ય.

## હરિગિત છંદની ચાલ.

દમ્પતી રૂપ ડબ્બીમા આત્મિક હિરા બે પડયા;
અદ્વૈત રૂપે ઐક્ય ગ્રહી તે ડબ્બીને ઢપટી પડયા,
પતિપત્ની રૂપ બે અર્ધ ઢાકણ પૈકી જો કોઇ ગૂમ થયુ,
તો શેષ રહેલુ અર્ધ ઢાકણ ભવરણે રખડી ગયું ૪
ભવાબ્ધિ તરવા દમ્પતીરૂપ નૌકા વિભુએ આ કરી
ટડેલ મહિલા સાથે 'પિયુડો સૂકાની તુતક કર ધરી;
સસાર સમુદ્રે વહાણ જાતા કર્મ સઢ તૂટી ગયુ,
તે ઉભયમાથી એક મરતા બીજુ નિરર્થક થઇ ગયુ ૮
દમ્પતી રૂપ રમ્ય રથના યુગલચક્ર ગણાય છે,
પતિપત્ની પૈકી એક વિણ તે રથ નિર્થક થાય છે,
દમ્પતિ રૂપ પક્ષિની પતિપત્ની, એ બે પાખ છે,
તેમાથી એક તૂટી પડે તો દુખનો આડો આક છે. ૧૨
"પ્રજોત્પત્તિનુ યત્ર ને ઈદ્રિય જન્ય સુખ તણું,
સાધન ખરેખરૂ પત્ની છે" એવુ મૂઢજન સમજયા ઘણું,

અર્ધાંગનાનુ રહસ્ય તો જગમા અલૌકિક છે અરે !
પુરૂષાર્થ ચારે અપાવનારી સુપત્ની જગમા છે ખરે !!! ૧૬
ગૃહિણી વિનાના ગૃહસ્થનુ જીવતર તૃણી ભૂત જાણવુ
સતાનથી ઘર ભર્યું છતા તે સ્મશાન સરખુ માનવુ;
આ ! શાસ્ત્ર વિદિત વાકય પ્રહારે ઋષિ સૌ પરણ્યા હતા,
ને જ્ઞાન મર્તિ વશિષ્ઠાદી પત્ની સહ વસતા હતા ૨૦
શ્રોત યાગને શ્રોત યજ્ઞો વિવાહ ઉપવીત જે અહિ
વળી પુષ્યસ્નાનને તિર્થસ્નાને એ નારી વિણ બનશે નહી.
નીલ શ્રાદ્ધને વૃપ શ્રાદ્ધ પણ પત્ની વિના બનતા નથી,
સર્વ કાર્યમા સહાયિની સુપત્ની વિણ બીજુ નથી ૨૪
જે વિકટ વને પણ સગ રહી સ્વામીને સુખ બહુ આપશે;
પતિ ક્રોધમાં પ્રિયવાદીની બની કષ્ટ સઘળા કાપશે.
લવ લેશ પતિને દુખિત દેખી હૃદયમાં દુખી થશે.
સરભરા ઉઠાવી પતિના હૃદયમા પેશી જશે ૨૮
આપણી સખ્યાનો આદિભૂત અક જે એકડો,
તેના અગ સુજ્ઞ તપાસજો કે શી રીતે બન્યો એકડો?
મહિલા મીડુ ને પતિ લીટો ભેગા થઈ બન્યો એકડો,
સૂક્ષ્મ ઐકય સ્વરૂપથી બન્યો દમ્પતી રૂપ એકડો ૩૨

એકડાની સમિપ મહિલા મીંડુ એકજ નાખીએ,
તો પુરૂષજાતીય એકડાનુ મૂલ્ય દશ ગણુ ચાખીએ,
મહિલા મીંડારૂપ અંડમાથી પિંડ આ! સઘળા થયા,
તે પિંડવડે સૌ યોગીઓ બ્રહ્માંડમા પહોચી ગયા ૩૬
તે એકડા રૂપ દમ્યતીનુ અંગ ખંડિત જો થયુ,
તો અર્ધ અંગ જે શેષ રહેલુ ભવ રણે રઝળી ગયુ;
તેવી રીતે જે ભવરણે પત્ની વિનાનો હોય છે,
તે દુર્ભાગી સંસારમા હદપાર ગોથા ખાય છે ૪૦
સ્વામી શરીરનુ ડાબુ અંગ અર્ધાંગના કહેલુજ છે,
ને સર્વ મનુષ્યોનુ હૃદય પણ ડાબી તરફ રહેલુજ છે,
તેથીજ જેની સુંદરી સ્વામી મૂકી સ્વર્ગ જશે,
તે નષ્ટ હૃદયના નાથની જીંદગાની ધુળધાણી થશે ૪૪
ભાર્યાજ પોતે સ્વામીની સદા અર્થદાત્રી ગણાય છે,
ને લોકયાત્રે ગરીબ પતિની બેલી પત્ની ગણાય છે,
રોગાભિભૂત જ્યારે શરીર બની નિર્ધન નિર્ગત થાય છે,
ત્યારે બિચારી સુપત્ની ફક્તજ સેવા કરવા જાય છે ૪૮
તેથીજ વૃદ્ધ રોગી તણુ સંજીવનૌષધ સ્ત્રીજ છે,
ને હૃદયનો વિશ્રામ પતિનો ફક્ત એકલી સ્ત્રીજ છે,

સુપત્ની સરખો ભવરણે કોઈ મિત્ર કે બન્ધુ નથી,
ને ભાર્યા સરખી શક્તિ તે વ્યક્તિ બીજી કોઈ નથી. ૫૨
પત્ની સરખો ઉમંગ કે ઉત્સવ બીજો જગમાં નથી,
ને ધર્મ સંચય મોક્ષ સાધન પત્ની વિણ બનતાં નથી;
કોઇ પુત્ર પૌત્ર વધૂ અને ભૃત્યો–પરિજન સર્વથી,
ઘેરાયલો ગૃહિણી વિનાનો ગૃહસ્થ વ્યર્થ છે સર્વથી. ૫૬
ગૃહિણી વિનાના ગૃહસ્થને સંસારમા શું માનવો?
તરણા તુલ્ય ગણાય જગમા ધૂમ્ર સરખો જાણવો;
ગૃહિણી વિનાના ગૃહસ્થનુ પરિવારગૃહ વઠી જશે,
તે અરણ્ય જેવુ થઇ જઇ દાવાનળે સળગી જશે. ૬૦
શુદ્ધ હૃદય ચિકિત્સા પ્રેમથી કરનાર પતિની સ્ત્રીજ છે,
પંતિ તણા સર્વાંગનો વિકાસ કરતા સ્ત્રીજ છે,
દશ ઇંદ્રિયોને મનતણી માલિક પતીની સ્ત્રીજ છે,
ને આત્માની અધિષ્ઠાત્રીરૂપે ફક્ત એકલી સ્ત્રીજ છે. ૬૪
પ્રેમ રાજ્યમા મદન કેદીનો ક્યાસ કરનારી થશે,
વસ્લનો વિનિયોગ કરી પીયુષ પાનારી થશે;
મહાન તકશીર નાથની સૌ માફ કરનારી અરે!
નાથની તગ્દીર તાલાનારુણી જગમાં અરે!!! ૬૮

મદોન્મત્તે કોઈ પ્રમિત્ત બનેલા પુરૂષની પ્રિયાંગના,
સજીવનાપથી પાઇ મદ ઉતારી દે અર્ધાંગના;
સાક્ષરો વિપરિત સમયે રાક્ષસો બની જાય છે,
તેનુ નિવારણુ પ્રેમદાનો પ્રેમ મત્રજ થાય છે ૭૨
નિરૂત્સાહી જીવતર ગાળતા હૃદયે બળી ભૂખ્યા ભમે,
તે ક્ષુધાતુર, કહો ક્યુ નથી પાપ કરતા ભવ વને ?
અમોઘ તપનુ પૂણ્ય ફળ પત્ની વિના વણસી ગયું,
યાદ કરો આદ્યન્તથી કે પત્ની વિણ શુ શુ થયુ ? ૭૬
વિશ્વામિત્ર પરાશરાદિ મુનિ મહન્તો ધ્યાનમાં,
વાતામ્બુ પર્ણાસન વડે રહેતા હતા એકાંતમા,
તે ધ્યાનમા ચૂકયા પલકમા જોતાજ દીવાના થયા,
સ્ત્રી મુખ પંકજસુ લલિતાના મોહમા ગબડી ગયા !!! ૮૦
તો ગૃહનિવાસીન માનવી ખટરસ ભોજન ચાખતા,
વિવિધ ભોગ વિલાસ કરેલા રસિક વાણી ભાખતા;
ઈંદ્રિય નિગ્રહ રાખશુ એવો કદી ફાંકો ધરે,
તો અગાધ જળ સાગરપરે વિધ્યાદ્રિ સુખરૂપે તરે ૮૪
માટેજ મારા મિત્ર ! આ પત્ની તણોજ પ્રભાવ છે;
સર્પ સેતુ શિર ધરે એવોજ પુરૂષ સ્વભાવ છે;

પુરૂષના મનોબળ તણો કાંઈ ભરોસો પડતો નથી,
માદ્રી પાન્ડુના દાખલાથી પરોક્ષ કાંઈ રહેલુ નથી ૮૮
કાદમ્બરીનો ગ્રથ મદેહ નિગાહમાં રાખ્યો હશે,
તો દમ્પતીનો પ્રેમ ત્રણ ભવમાં ભૂલાયો નહિ જશે.
હૃદયેશ્વરી કે જીવનદોરી જીવન ઝરણી જે ગણો;
તે તેજ છે, બધુ એજ છે, કંઈ ભેદ બન્ધુ નવ ગણો.
દમ્પતીનુ રહસ્ય સમજી આર્ય ભગિની ને ભ્રાતૃઓ!
દમ્પતીના ધર્મ ગ્રહી સુખી કરો સૌ પુત્રીઓ!
પ્રેમઘેલા હૃદય રસિલા દમ્પતી સઘળાં થજો,
સતત્ સુખ સૌ ભોગવી મરણાન્તે એ ભેગાં જજો ૯૬
જે ગૃહસ્થને ત્યાં દમ્પતીના ધર્મ કોઇ સમજે નહિ,
અજ્ઞાન મઢ ઉછાછળા હોઈ ફરજ કંઈ જાણે નહિ,
કોમળ હૃદયના પ્રેમઘેલા રસિક જન હોયે નહિ,
તે ગૃહસ્થનુ ગૃહ ત્યાગ કરી પાછુ ફરી જોશો નહિ ૧૦૦
આર્ય પુત્રીઓ! જ્ઞાનયોગે ચિત્ત વિચારી ચાલજો,
વિદુષી 'સરસ્વતી' તુલ્ય બનીને શીઘ્ર બુદ્ધિ રાખજો;
જ્યાં સ્વપ્ને પણ સુખ નહિ મળે, ત્યાં નામ તેનુ બાળજો
સેવા કરી માબાપની પિતૃ ગૃહે ભવ ગાળજો ૧૦૪

જ્યા ગૃહિણીને ગૃહદેવી ગણી દેવી તરીકે મનાય છે,
વળી પ્રેમ-સુખશાતિતણુ જ્યા સામ્રાજ્ય જણાય છે,
જ્યા વૃદ્ધ વડિલો દેવ તુલ્ય ગણાયને સુખ સૌ લહે,
જ્યા નીતિ વિષયક સપત્તિને કુલીનતા દીપી રહે ૧૦૮
જ્યા ધર્મ સત્યને વેદવાણી અચલતા ગ્રહીને રહે,
જ્યા પચ યજ્ઞની વેદિઓ પરિપૂર્ણતા પામી રહે,
ત્યા હોય ભલે એક પર્ણકૂટી પણ સ્વર્ગનુ સુખ ત્યા વસે,
તે ગૃહસ્થને ત્યા કન્યા દેવી ઇન્દ્રાણી તુલ્યે થશે ૧૧૨
બાળ લગ્નની દુષ્ટ હોળી ઝટ બુઝાવી નાખજો,
યોગ્ય વયના થાય ત્યા સુધી કુવારા રાખજો,
દમ્પતીને માટે વિદ્યા માર્ગો પૂરતા રાખજો,
કાગ કોટે રત્ન બાધી બાળ ભવ નવ બાળજો ૧૧૬
વિવાહ તણી લખ સપ્ત પદીને સવનન સમજી શકે,
પરિ શિલન પ્રીતિને દમ્પતીનુ રહસ્ય જે સમજી શકે,
એવી વયે સતાનને વિવાહિત કરવા ધારજો,
નવીન સુધારા હસ્થ ગ્રહીને બાળ ભવ સુધારજો ૧૨૦
સસાર જો સુધાર્યો નહિ તો જન્મ નિરર્થક જાણવો,
સસાર જેનો કથળ્યો તેને અધ પન્નગ માનવો,

સસાર બગિચા કુંજમા દુ:ખ પૂજની શય્યા થશે,
પુષ્પ શય્યા નષ્ટ થઇને બાણ શય્યા થઈ જશે ૧૨૪

## ગીતિવૃત્ત.

આશ્રમ ધૈર્ય ધુરંધર, ગણાય છે જે પત્ની હોય સારી,
સંતાનવાડી ઉધારી ષડરિપૂથી બચાવી લે નારી ૧૨૬
ગૃહકિલ્લો સભાળી, સ્વર્ગીય સુખનો આનદ તે આપે,
ગૃહરાજયની તત્રી, શાતિનીતિનુ સામ્રાજય સ્થાપે ૧૨૮

## દોહરો—સાખી.

સર્વ મુસ્કેલી તરો, આનદ રહો સૌ ઠામ,
સર્વેચ્છા પ્રાપ્ત કરો, શાંતિશાતિ સૌ ઠામ. ૧૩૦

મારે જે કાંઈ કહેવાનુ હતુ તે હવે હુ કહી ચુકયો છું; અને હવે હુ તમારી આગળથી જવાની રજા લઉ છુ આટલા બધા દિવસ સુધી તમે મારૂ કહેતુ ધીરજથી સાભળ્યુ છે તે માટે હુ આપ સર્વેનો મોટો ઉપકાર માનુ છુ અનેઇચ્છું છુ કે તમે જે કાઇ સાભળ્યું છે તે પ્રમાણે વર્તશો ફરીથી તમને સઘળાને આજીજી કરીને કહું છુ કે તમારા જાતના સુખને માટે, તમારા બાળબચ્ચાંના સુખને માટે, તેમની ભવિષ્ય-

ની જીંદગીમાં સુખી કરવાને માટે, તમારા ગામને માટે અને
છેવટે તમારા દેશને માટે જે કાંઈ મેં કહ્યું છે તે અજમાવવા
કૃપા કરશો જો પ્રયત્નો ચાલુ રાખશો તો જરૂર જય થવાનોજ
અને પછી તે છોડવાને અને અસલને રસ્તે આવવાને ગમે
તેટલું કોઈ કહેશે પણ તમે કરશોજ નહિ હમણા તો તમે
છેક ઘરડા થઈ ગયા છો અને કાંઇ પણ કામ કરવાને અને
પુરૂ શુદ્ધ બોલવાને પણ જ્યા સુધી તમારામા શક્તિ નથી
ત્યા સુધી તમારા છોકરા છોકરીને માટે સર્વને ચિંતા થયા કરે
છે, પણ મારૂ કહેવું એકજ વખત તમારા બાળકો
ઉપર અજમાવો અને પછી જુઓ કે તેઓ તમને વૃદ્ધાવસ્થામા
સર્વ ચિંતામાથી મુકત કરી ઘડપણમા ઉલટા સુખદાયક
થઇ પડે છે કે નહિ ખચીત તેઓ સુખદાયક થઈ પડશે હુ તો
આજે જઇશ અને તમારૂ લાગેલુ તમારે ભોગવવાનુ છે
અને છોકરા છોકરીનુ લાગેલુ તેમને પોતાને ભોગવવાનુ છે,
પણ તમારો ભાવ જોઈ મનમા કાંઇક ગ્લાની ઉત્પન્ન થવાથી
બોલી જવાયુ અને તમારા આગ્રહથી તે આગળ ચલાવ્યુ અને
કાંઇ અલ્પ બુદ્ધિ પ્રમાણે ઠીક લાગ્યુ તે બોલ્યો છુ મારે
હાલ વખત થઇ ગયો છે, માટે જાઉ છુ તમારા પ્રયત્નો-

નુ ફળ જોવાને જો મારૂ આયુષ્ય ત્રણ ચાર વર્ષ લગી લં-બાશે તો જરૂર આવીશ અને મારા આ ઉપદેશથી તમને લાભ થયો છે, એમ માલમ પડશે તો મને અપૂર્વ આનંદ થશે.

ગૃહસ્થોને કાંઈ પણ મારાથી બોલાઈ ગયુ હોય અને આપને નાપસંદ પડ્યુ હોય તો તે માટે ક્ષમા યાચી હુ રજા લઉ છુ



